જુગ સુહામુહે; ભાઈ એસી ગ્રીવા ભુજ પાન સો ઉદર અર પંકજસે પાય ગતિ હંસકો સો જાનુહે; દેખીહે ગોપાલ એક ગોપીકામેં દેવતાસી સીનેસો સરીર સબ સોંવે કૈસી વાસુ હે. ૭૭ અર્થ—સખી નાયક આગળ કહેછે. હે મહારાજ ગોપાળ આજ મેં એક ગોપીકા દીઠી તે દેવના સરીખી છે તેનુ ભાલ અર્દ્ધ ચંદ્રમા સરીખું અને ભમર જાણે કમાન સરખી છે અને કટાક્ષ જાણે એ કામનાં અણીયાલાં બાણ અને નાસીકા જાણે કમળની કળી, મુખની સુવાસ જાણે સુગંધ વાય. દાડમના બીજ સરીખા દાંત છે હાસ્ય જાણે વીજળી, કોટ જાણે સંઘાડે ઉતારી છે, ભુજ જાણે સંઘાડે ઉતાર્યાં છે, પેટ જાણે પાન સરીખુ ને કમળ સરીખા પગ દીસે છે. ચાલ જાણીએ હંસ સરીખી ને શરીર જાણીએ સુવર્ણ સરીખું. ૭૭

अथ प्रगल भववचना मध्या.

દુહો—પ્રગલ ભવચના જાનહી, બરનહિ કેસવદાસ; બચનન માંહિ ઉરાહનો, દેઈ દિખાવે ત્રાસ ૭૮ અર્થ—કેસવદાસ કેહેછે તેને પ્રગલ ભવચના મધ્યા કહીએ જે બોલે તેમાંજ ઓલંભો દેઇને બીક દેખાડે છે. ૭૮

સવૈયો—કાન ભલેજ ભલે ઢંગ લાગે ભલે દૈ નેનનિકે રંગ રાગે; જાનતિહુ સબહી તુંમ જાનતિ આપુસેં કેસવ લાલચ લાગે; જાહું નહી એ જાહું ચલે હરિ જાત જીતે દિનહી બન બાગે; દેખ કહા રહે ઘોએ પરે ઉન ઢોંગે જ્યું દેખિએ દેખીહું આગે ૭૯ અર્થ—નાયકા નાયક પ્રત્યે કેહેછે. હે કાન ભલા ભલી કમાઈ કરોછો ભલે નેત્રને રંગે રંગ્યાછો પણ હું જાણુંછું જે તમે એમ જાણોછો કે સર્વ કોઈ મારા સરીખું લાલચુ હસ્યે પણ આંહીં કોઈ લાલચુ નથી. જાઓ ચાલ્યા. જીહાં દહાડી બાગા બનાવી જાવોછો મને દેખીને ધોખે શું ભલાછો તમે તમારી વાટ સામું જુવો જેથી આખડો નહિ. ૭૯

अथ प्राद्भुत मनौभवा मध्या.

દુહો—પ્રાદુર્ભૂત મનોભવા, મધ્યા કહું બખાનિ; તન મન ભુષન સોભિએ, કેસવ કામ કલાનિ. ૮૦ અર્થ—કેસવ કહે છે તેને પ્રાદુર્ભુતમનોભવા કહીએ જેનું શરીર જેનું મન જેનું ભુષણ કામની કલા સરીખાં શોભે. ૮૦

अथ सुरत वर्णन

બાહ્ય રતિ ચાર પ્રકારની છે તે કહે છે. આલીંગન, ચુંબન, સ્તન મર્દન, નખક્ષત. અંતરગતિ રતિ, પાંચ પ્રકારની છે તે આસન ભેદછે તેને વિશે વિપરિત આસનના અનેક વિધિ વિચાર છે તે કેસવદાસ કહે છે. અનેક વિલાસ યુક્ત મંદ હાસ્ય જુક્ત જોવું તથા આલાપ કહેતાં બોલવું, તેનો જે કો આનંદ તે અપાર

છે; ત્યાં લાજ સંધી છુટી જાય છે ને સુંદર જે આભૂષણ તે ચુથાઇ જાય છે. સરવે કેશપાસ સીથિલ થઈ જાય છે. હાર પણ ત્રુટી જાય છે. શૃંગાર સઘળો ફીટી જાય છે. રતિનો શબ્દ જે તે સાંભળીને બગ જે પક્ષી તેણે શબ્દ કરવા માંડ્યા તે હે સખી એવી જે ક્રિડા તે સુરત કહીએ. બીજું જે સુરત તે સંસારના વ્યવહાર છે. ૮૩

अथ सुरतां तस्य यथा कथ्यते.

**સવૈયો**—સુંદરતા પય પાવક જાવક પીક હિયે નખ ચંદન એહે; ચંદન ચિત્ર સુધા વિષ અંજન ટૂટિ સબે મણિ હાર ગએહે; કેશવ નેનનિ નીંદ ગઇ મદિરા મદ ઘુમત મોહ ગએહે, કેલિકે નાગર નાગરિ પ્રાત ઉજાગર સાગર વેશ ભયેહે. ૮૪

અર્થ—સખી કહે છે. નાયક તથા નાયકાના સુરત સંગ્રામે કરીને ઉજાગરે કરીને સમુદ્ર સરીખાં નેત્ર દીસે છે. સમુદ્ર માંહીં જેમ જળ ભર્યાં હોય તેમાં ચઉદ રત્ન હોય તે કહ્યાં રૂપ રૂપી તો જળ ભર્યાં છે. અલતાનો રંગ છે, તે તો પાક ને પિયુના નખ રૂપી તો ચંદ્રમા. હૈયાને વિશે છે. ચંદનના જે શુક્ર જે ઉગટ તે તો જાણીએ અમૃત ને આંખનાં અંજન તે તો જાણે વિખ. અનેક હાર મણીના ટુટી પડ્યા છે તેના વિશે હાથી ઘોડાને ઓળખ્યા છે. કેશવદાસ કહેછે ઉજાગરે આંખ્યો મળી જાય છે, તે જાણે મોહ રૂપી મદીરા ઘુમે છે. ૮૪

अथ धीरादीक भेद.

દુહો—સિગરી મધ્યા તિન વિધિ, ધીરા ઔર અધીર;
ધીરા ધીરા તીસરી, વરનતહે કવિ ધીર. ૮૫

અર્થ—સઘળી મધ્યા ત્રણ પ્રકારની છે. એક ધીરા તે કહેતાં સાંસતી બીજી અધીરા કહેતાં આકળી; ત્રીજી ધીરાધીરા કહેતાં કાંઇક સાંસતી ને કાંઇક આકળી તે ધૈર્યવંત કવીશ્વર વર્ણવે છે. ૮૫

अथ अत्रस्या धीरा प्रथम तस्य भेद.

દુહો—ધીરા બોલે વક્ર વિધિ, બાની બિષમ અધીર;
પિયુશ્યું દેઇ ઉરાહનો, સો ધીરા અન અધીર. ૮૬

અર્થ—ધીરા હોય તે વાંકુ બોલે અને અધીરા હોય તે વિષ સરીખી વાણી બોલે અને ઓલંભો દે તેને ધીરા અધીરા કહીએ. ૮૬

अथ मध्या धीरा यथा

સવૈયો—જ્યોં જ્યોં હુલાસસો કેશવદાસ વિલાસ નિવાસ હિયે અબ રેખ્યો; ત્યોં ત્યોં બઢ્યો ઉર કંપ કછુ ભ્રમ ભીતિ કઇ પ્રીયું શિત વિશેખ્યો; સુદિત

હોય સખી બલહી મેરે નૈન સરોજની સાચસુ લેખ્યો; તે જશુ કહ્યો મુખ મોહન કો અરવીંદ સો હે સુતો ચંદ સો દેખ્યો. ૮૭ અર્થ—તે નાયકા સખીની આગલે કહે છે. નાયક તે અન્ય નાયકાશું વિહાર કરી આવ્યાછે. તેનાં ચિન્હ અંગના વિષે દીસે છે, તે દેખી ને મહારૂં હેયું ધ્રુજે છે અને ભર્મે કરીને ભયભીત થઇ રહ્યું જાણીએ શીત ન હોય એવું દીસેછે અને હે સખી મારાં નેત્ર રૂપિયાં જે કમળ તે ખીડાતાં જાય છે તેણે હું સાચું જાણું છું જે હરિનુ મુખ ચંદ્રમા સરીખું છે પણ તું કમળ સરીખું કહેતીતી તે ખોટું. તેમાં એમ સુચવ્યું, જે કમળ છે તે નિર્મળ છે અને ચંદ્રમાને લંછન છે. ૮૮

अथ मध्या अधीरा यथा.

કવિત—તાતકો સા ગાત સબ બલ બલવીરસો હે, માતકો સો મુખ મહા મેરે મન ભાયોહે; થલ સો અચલ સીલ અનલ સો અલ ચિત્ત, જલ સો અમલ તેજ તેજકો સો ગાયોહે; કેસોદાસ બસત આકાશકે પ્રકાશ ઘોષ, ઘટ ઘટ વિશે ઘર ઘેરો ઘના છાયો હે; રતિકી સી રતિનાથ રૂપ રતિનાથકે સો કહા કેસોરાઇ જુઠ કોનપેહી પાયો હે. ૮૯

नायका नायक प्रत्ये कहेछे.

અર્થ—હે નાથ તમારૂં શરીર તમારા બાપના જેવું છે અને બળ બળદેવ સરીખું છે. મુખ તમારી માતા સરીખું છે તે તો મહા સુંદર છે તે મુજને ગમે છે. તમારૂં ચિત્ત શિથિલ છે. થલ સરીખું અચલ છે. પણ તમારૂં ચિત્ત વાયુ સરીખું ચંચળ છે તે શું? અને મન જલ સરીખું નિર્મળ છે અને તમારૂં તેજ તે તેજોમય છે. હે કેશવરાય તમે આકાશમાં વસો છો કે પૃથિવના પ્રકાશ છો? ઘોષ જે વ્રજ તેમાં ઘર ઘર પ્રત્યે ઘટઘટ પ્રત્યે તમારી નીંદ્યા કરે છે. તમારી પ્રીતિ તે સાક્ષાત રતિ કરે છે. રતિ સરખી છે. અને જે તમારૂં રૂપ તે સાક્ષાત કામના સરીખું છે અને કહોજી આવડું જુઠું કોની કનેથી શીખ્યા?. ૮૯

अथ मध्या धीरा भेद प्रारंभ.

સવૈયો—કાનુ ભલેજ ભલી સમુઝાયહું, મોહ સમુદ્ર સો જ્યો ઉમહયોહે; કેશવ આપનો માનિક સો મનિ હાથ પરાયે દે કોન લહયો હે; નૈનનિહી મિલવો કરિએ અબ બેનનકો મિલવો તો રહયો હે; બાઇ કહો તુમ જેસો સખીન સો એહ ગોપાલમે એસો કહયો હે. ૯૦ અર્થ—નાયકા નાયક પ્રત્યે કહે કે કાન્હ ભલેજી ભલે, મને ભલી સમજાવી. મોહ રૂપિયા સમુદ્રની પઠે ઉલટ્યા છો અને હે કેશવ આપણું માણક સરીખું મન પરાયા હાથમાં આપીને પાછું કોણે લીધું છે? તે માટે

નેત્રનો મેલાપ કરીશું. આજ થકી બોલવું તો થાકયું. હે ગોપાલ તમે જે સખી આગળ જઇને કહ્યું તે મેં શું એવું કહ્યું હતું. ૯૦

इतिश्री मध्या भेद अथ प्रौढा भेद.

દુહો—સુનિ સમસ્ત રસ કોવિદા, વિચિત્ર બિભ્રમા જાતિ;
અતિ આક્રમિતિ નાઇકા, લબ્ધાયતિ શુભ ભાતિ. ૯૧

અર્થ—પ્રોઢા ચાર પ્રકારની છે. એક સમસ્તરસકોવિદા, બીજી વિચિત્ર વિભ્રમા, ત્રીજી અતિ આક્રમિતિ ને ચોથી લબ્ધાયતી તેની શુભ કહેતાં જેની રૂડી ભાતછે.

अथ श्री समस्त रसको प्रोढा तस्य लक्षण.

દુહો—સો સમસ્ત રસ કોવિદા, કોવિદ કરત બખાન;
જો રસ ભાવહિ પ્રીતિમઇ, તાહી રસકો દાન. ૯૨

અર્થ—કોવિદ જે પંડીત તે સમસ્તરસકોવિદા કહે છે. નાયકને જે રસ ગમે તે રસ પ્રગટ કરે. ૯૨

કવિત—દેખીહે ગોપાલ એક ગોપીકા અનુપ રૂપ, સોનેતે સલુની વાસ સુધિ તે શોહાઇહે; સોભાહી સુભાઇ અવતાર લીઓ હાન સ્યામ, કીધો ધન દામની યો કામની કે આઇહે; દેવીકે ઉદ્દાનવિ ન માનવી ન હોત શોધી મેરે જાન મેંનહું સો મેંનકાકી જાઇહે; કેસોદાસ સબ સુખ સાધનકી શોધી એસી માનવીકા હાવ ભાવ ભારથી પઢાઇહે. ૯૩

અર્થ—સખી કહે છે કે હે ગોપાલ, આજ મેં ગોપીકા અનુપ રૂપવંત દીઠી. સોના થકી તેનું તેજ અધીક છે અને સઘલી સુગંધ થકી એના શરીરની સુગંધ અધીક છે. અને હે ઘનશ્યામ! શોભા જે કોઈ કહેવાય છે તેણે દેહ ધરી છે? કે ના,દામની વીજલી તેથી આવે છે કે નાના કોઇ દેવતાનોજ અવતારછે કે ના કોઇ દૈત્યની સ્ત્રી અવતરીછે, પણ માનવીની તો એવી ન હોય. જાણીએ આન પખે બીજા જે હાવ ભાવતે જાણે સરસ્વતીએજ શીખવ્યા હોય કે કેશવરાય તમારા જે સઘળાં સુખ સાધવાની એ સિદ્ધિ ન હોય એમ મારે જાણપણે હું જાણું છું.મેણ જે કામ અને મેનકા જે રતિ તે થકી ઉપની છે. ૯૩

अथ विचित्र विभ्रमा प्रोढा.

દુહો—અતિ વિચિત્ર વિભ્રમ સદા, પ્રોઢા પ્રગટ બખાન;
જાકી દિપતી દુતિકા, પિયહિ મિલાવે આન. ૯૪

અર્થ—અતિ વિચિત્ર વિભ્રમા પ્રોઢા તેને કહીએ કે જેને દુતી રૂપણી જે કાંતી છે તે પિયુને આણીને મેળવે એવી છે. ૯૪

## रत्यग वर्णनं.

**સવૈયો**—હે ગતિ મંદ મનોહર કેશવ આનંદ કંદ હિયે ઉમહેહે;બોહ વિલાસનિ કોમલ હાસનિ અંગ સુવાસનિ ગાઢે ગહેહે; બંક બિલોકનિ અવલોક સુમારે દૈ નંદ ઉમાર રહેહે; એઇ તો કામકે બાણ કહાવત ફુલન કે વિધિ ભૂલ કહેહે. ૯૪ **અર્થ**—સખી નાયક આગળ કહે છે કે હે કેશવ ગતિ કહેતાં ચાલ મંદ કહેતાં હસ્તીના સરખી હલવી છે, તે દીઠે થકે મનને હરી લે. આનંદ કંદ હૈયાને વિશે ઉદય પામે છે. સ્તન અને બાહ જે તમે બે તેના વિલાસ અનેક છે નેહાસ્ય કોમળ સુંદર છે. અંગને વિશે સુવાસ જે સુગંધ તે ગાઢો કરી ગહ્યો છે. વાંકો નેત્ર તે કટાક્ષ તેણે કરી અવિલોકવું જે જોવું તે જાણીએ કામનાં બાણ કહેવાય છે તેજ ફુલનાં બાણ જે લોક કહે છે તે ભૂલે કહે છે. ૯૪.

## अथ आक्रमिता नायका.

**દુહો**—સો આક્રમિત નાયકા, પ્રૌઢ કહે દે ચીત; મનસા વાચા કર્મણા, જે વશ કીનો મીત. ૯૫ **અર્થ**—તેને આક્રમીત નાયકા પ્રૌઢા કહીએ કે જેણે મનસા વાચા કર્મણા એ ભરતારને વશ કીવો હોય. ૯૫

**સવૈયો**—તો હિત ગાઇ બજાવત નાચત વાર અનેક સિંગાર બનાયો, તોઉ મેં આનિકો આનિ બો છાંડ્યો રી તસેં તઉ ન ભયો મન ભાયો; ભાવ સો તું કરિ વો કરિ ભામિનિ ભાગ બડે બસકે પિઉ પાયો; કાન્હ ચો સુધે જ્યું ચાહત નાંહિ સુચાહતહે અબ પાર લગાયો. ૯૬ **અર્થ**—સખી નાયકાને કહે છે કે હે રાધે પ્રભુજી ગાય છે, બજાવેછે, નાચેછે, તે તારા હીતને કાજે અને અનેકવાર શંગાર બનાવેછે તે તને રાતે રીઝવવાને કાજે અને બીજાને કોઇને મનમાં ધરતા નથી તોય તારા મનનું ગમતું કાંઇ થતું નથી. તારે કરવું હોય તે કરી લે. તારૂ ભાગ્ય મોટું છે તે તારે વસ્ય થયા, તોએ તું કાનને વાંછતી નથી તે શું, હવે પગે લગાડવા છે! ૯૬.

## अथ लब्धायती प्रौढा.

**દુહો**—સો લબ્ધાયતિ જાનિ હો, કેશવ પ્રગટ પ્રમાન; કોન કરે પ્રતિકુલ સખે, પ્રભુતા પ્રભુહિ સમાન. ૯૭ **અર્થ**— તે લબ્ધાયતી પ્રૌઢા કહીએ કે જે કોની જે ઓશીયાલ તે સઘળી મુકી અને પ્રભુ સમાન જણાવે ને તે નાયકની બરાબરી કરે. ૯૭

## अथ पिवु प्रिया युग्म वर्णनं.

**સવૈયો**—આજ બિરાજતહે કહીં સેવક શ્રી વૃષભાન કુમાર કનાઇ;વાનિ વિરંચિ જુરી

ક્રમ કામ રચી જ્યું વિચિત્ર વધુન બનાઈ; અંગ વિલોક વિલોક મઈ સબ નારિ નિહારી નારિ નિવાઈ; મૂરતિવંત શ્રંગાર સમીપિ સિંગાર કિયે જાનુ સુંદરતાઈ. ૯૮

અર્થ—કેશવ કહે છે. શ્રી કૃષ્ણ અને રાધાજી બરાબર બિરાજે છે. વિરંચી, બ્રહ્માણી જે સરસ્વતિ તેના વ્યય ક્રમ રૂપ તથા ચતુરાઈ તેને કરતે જે વસ્તુ બાંધી તે માંહીથી શ્રી રાધાજીને ઘડયાં. તે શ્રી રાધાજીનું અંગ જોઈને ત્રિલોકમાં એવી કોઈ બીજી નારી નથી એવી દેખીને જેણે કોટ નમાવી નથી. બ્રહ્માજીએ જાણીએ મુર્તિવંત પાસે સાક્ષાત સુંદર શ્રંગાર સજીને બેઠી છે. ૯૮

अथ प्रोढा सादर धीरा कथ्यते.

દુહો—આદર કી અનાદરહી, પ્રગટ કરે હિત હોય; આકૃતિ આપુ દુરાવહી, પ્રોઢા ધીરા હોય. ૯૯ અર્થ—પ્રોઢાધીરા તેને કહીએ કે જે આદર કરે ને અનાદર પ્રગટ દીસે અને બીજી પોતાની પ્રકૃતી ગુપ્ત રાખે એ બે જાતે પ્રોઢા ધીરા કહીએ. ૯૯

अथ प्रोढा सादरधीरा.

**સવૈયો**—આવત દેખિ લયે ઉઠિ આગે હૈ કેશવ આપુહી આસન દીનો; આપુહી પાય પખારો ભલે જલ પાનિકો ભાજન લ્યાઇ નવીનો; બીરિ બનાઈકે આગુ ધરે જબહી કર કોમલ વીંજનો લીનો; બાંહ ગ્રહી હરિ એસિ કહયો હસિ મૈં તોઈતો અપરાધ ન કીનો. ૧૦૦

અર્થ—નાયક અપરાધ ભરવા આવે છે—આવતા દેખીને પોતે ઉઠીને આસન દીધું.પછે પોતે ઉઠીને ઠાકોરના પગ પખાળ્યા. વલી જલ પાનનું પાત્ર નવું આણીને મુકયુ. પાનની બીડી બનાવીને આગળ ધરી, વળી વાયુ નાખવાને વીજણો હાથમાં લીધો. તે વારે હરિએ બાંહ ગ્રહીને એમ કીધું જે મેં તો એટલો અપરાધ નથી કીધો. ૧૦૦

आक्रामिती गुप्ता धीरा.

**સવૈયો**—ચિત વા ચિંતવા એહ સોં એહ સોં હો બુલાયતે બોલિ રહોત મૌને;સોહે અનેકનિ આવહિ અંક કરે રતિકી પ્રતિ રૈનકી રૌને; ખવાઇતે ખાહું બસાઇ બરી જાનો આહહે કેશવ આજહી ગૌને;મોહનકે મન મોહનિ સો કહો યહ વાંસિ બધુ સિખ કૌને. ૧૦૧

અસ્યાર્થ—સખી રાધાજીને કહે છે કે કંઈયે સામું જોઉ તારે જુએ, હસાવું ત્યારે હસે, બોલાવીએ ત્યારે બોલ નહીતો માન ધરીને બેસે, અનેક સગ બાઉ તો સમીપે આવે. રતિ જે ક્રીડા તે જાણે આજ નહીં કાલ કરીશું. દિન પ્રત્યે રોતાં કરે. કાંઈયે રૂડી વસ્તુજ જોઈને આવ્યા છો કહેતાં પ્રથમ સમાગમ છે

એવી મોહનને મોહ ઉપજાવવાની ગતિ એ સખી તને કોણે શીખવી? ૧૦૧

अथ प्रौढा धीरा यथा.

સવૈયો—હિતુકે કીત દેખિહુ દેખ્યો સબે હિત વાત સુન્યો જ્યુ સુની સબહીહે; યહતો કછુ ઉર વહી સબહી અર મોહ કરો બકરો જ્યું તહીહે; સમુઝાઈ કહો સમુઝો હમ કેસબ જુઠિ સબે હમ સોં જ્યુ કહીહે; માનું કિયો અપમાન કરોં તો હસો અબકે હસવેકિ રહીહે. ૧૦૨

અર્થ—એક સમે શ્રી રાધાજી બેઠાં છે ત્યાં પ્રભુજી આવ્યા એટલે પરૂ જોયું તે વારે પ્રભુજી કહે છે કે હીત કરીને સામું જુવો, આમ અમ સામુ જુવો. ત્યારે કહે જે તમારૂ હેત સઘળું જોયું. એક અમારી વાત સાંભળો, તો કહે સઘળી એ વાત સાંભળી છે. આતો વળી કાંઇ નવું છે?તો કહે સમ તો ત્યાં કીધા હશે. મુજને સમજાવી કહો તો કહે હુંતો સમજી. સંઘી જુઠી તો કહે તેતો અમશું કીધી છે. તો કાંઇક તમે માન કરો તો કહે લગારેક હસો તો કહે હવે હસવું રહ્યું. ૧૦૨

अथ प्रौढा अधीरा यथा.

દુહો—પતિકો અતિ અપરાધ ગનિ, હિત ન કરે હિત આનિ; કહત અધીરા પ્રૌઢ તિહિ, કેસોદાસ બખાનિ. ૧૦૩ અર્થ—પતિનો અતિ અપરાધ જાણીને હીત ન કરે અને માન ન દે, હે કેશવદાસ તેને પ્રૌઢા પણ અધીરા પ્રૌઢા કહીએ. ૧૦૩

સવૈયો—હોં સુખ પાઈ સિખાઇ રહી સખિ સિખ નએ સિખતિહું સિખાઈ; મેં બહુતે સમુઝાયહિ દેખ્યો હે કેશવ કેસે કુટેવ ન જાઈ; દંડ દિયે વિનું સાધનહું સંગ છુટતી કયું ખલકી ખલતાઈ; દેખહુ દે મધુકી પુટ કોટિ મિટે ન ઘટે વિખકી વિખતાઈ. ૧૦૪ અર્થ—ઠકરાણીનાં વચન સખા પ્રત્યે. શિખામણ દઇને રહી છું પણ એ કાંઈ શીખે નહી અને કાંઈ તારી શિખામણ પણ લાગે નહીં અને મેં ઘણું સમજાવી જોયું પણ એ જે કશ્નને ટેવ પડી તે જાય નહી તો ખળને કાંઇક ઘટતો દંડ દેવો ને દંડ દીધા પછે સાધુની સંગત ખવાઈ જાય નહીં. જેમ સખી, વીખને મધુના કોડ પટ દીજે તોય માંહીથી વીખનો ભાગ એક રતી પણ ઓછો થાય નહી. ૧૦૪

अथ प्रौढा धीराऽधीरा

દુહો—સુખ લુખી બાતેં કહેં, જીયમેં પિયકી ભૂખ; ધીરા ધીરા જાનિએ, જેસી મીઠી ઉખ. ૧૦૫ અર્થ—તેને પ્રૌઢા ધીરાધીરા કહીએ કે જે મોઢે લુખી લુખી વાતો કરે પણ મનમાં કાંઇક પિયુની ભૂખ હોય. અંતઃકરણ કોમળ;

સવૈયો—હે મન મેલે બજો લૌ કછુ આપ છાંડત બોલવો બોલહું સોહે; કેશવ ઉર નીસે રસ રાસ રચ્યો રસ વાદ સખે સબ સોહે; દેખહું યો ઇક વાર સંકોચન આરસિ લોચન આરસ સોહે; આણ જુએ સુઇ સાજ શું આજ સૌ ભુલી ગઈ પિય કાલ્હીકી સોહે ૧૦૬ અર્થ—નાયકા નાયક પ્રત્યે કહે છે. જ્યાં લગે કાંઇ મનમાં મેલા છો ત્યાંલગે બોલવું છાંડ્યું. બોલું તો સમ છે. હે! કેશવ, બીજા સંગાથે રાસ રમો છોઅને અમ સંગાથે રસ વાદ રચ્યો છો. એકવાર સંચ સુકી આરસી લઇને આળસે ને ઉજાગરે ભરચા લોચનને તો જુવો કે વળી આજ એવા સાંજે શું આવ્યા. શું હે પિયુ કાલના સમ વિસરી ગયા. ૧૦૬

इति स्वाकिया भेद अथ पराकिया भेद.

દુહો—સબતેં પર પરસિદ્ધ જગ,તાકિ પિયા જ્યું હોય;પરકીયા તાકો કહૈ, પરમ પુરાને સોય. ૧૦૭ અર્થ— સર્વ થકો પર કહેતાં અલગો જે જગતમાં પ્રસિધ તેને જે વહાલી તેને પરકીયા કહિયે, પરકિયા તે પર પુરૂષને ભજે તેને પરકિયા કહીએ. ૧૦૭

अथ पराकिया भेद.

દુહો—પરકીયા દ્વૈ ભાતિ પુનિ, ઉઢા ઔર અનૂઢ; જીહિ દેખેં સુનિ હોત વસિ, સંતત મૂઢ અમૂઢ. ૧૦૮ અર્થ—પરકિયા બે ભાતની છે. એક ઉઢા અને બીજી અનુઢા. જે દીઠે સાંભળે, સર્વ વશ્ય થાય. કેશવ કહે છે જે અમૂઢ જે ડાહી તે પણ મૂઢ થઇ જાય. ૧૦૮

अथ उढा अनुढा भेद.

દુહો—ઊઢ હોય વિવાહતા, અવિવાહતા અનૂઢ; તિનકો કહો વિલાસ સબ, કેશવ ગૂઢ અગૂઢ. ૧૦૯ અર્થ—પરણી હોય તે ઉઢા અને કુંવારી હોય તે અનુઢા તેનો વિલાસ કેશવ કહે છે. ગુઢ અને અગુઢ કહેતાં પ્રછન્ન ને પ્રકાશ. ૧૦૯

अथ उढा लक्षणं.

સવૈયો—બેઠિ સખીનકિ સોભેં સભાં સબહી કઇ સૈનનિ માંઝી વસૈ; યહ બૂઝત બાત બડાઇ કહે મનહી મન કેશવદાસ હસૈ: ખેલતિહૈં ઇન દો ઉત પિયકે ચિત્ત ખેલાવતિ યોં વિલસૈ; જાને નહીં દ્રગ દોરી કબે કીત દ્વૈ હરિ આંજનિ વૈનિકસૈ. ૧૧૦ અર્થ—એક સમે સખીની સભા બેઠી છે. તે સર્વના નેત્ર માંહી ઠકરાણી વસે છે. સઘળાને રૂડી વાતો પુછેછે અને ફરી કહે છે તે સાંભળીને કેશવરાય મનના મનમાં હસે છે. અહિયાં સખી સંઘાતે કોઇ ખેલે છે રમે છે, કોઈના નેત્ર જાણે હરિના મુખને ધાઇ ધાઇને જુએ. ૧૧૦

अथ अनुढा यथा.

સવૈયો—એકિ સખીવૃજનારિન મેં બનિ શ્રી વૃષભાન કુમારિ સુભાગી; ખેલતહે સખિ ચોપર આઇ ભઇ તિહિ ખેલ ખરી અનુરાગી; ત પિછુ કેશવ બોલ ઉઠે સુનકે ચિત્ત આતુરિ આતુરિ જાગી; જાનિ ન કાહુ કએ હરિકે સુર મારહી કે શર દો દ્રગ લાગી. ૧૧૧ અર્થ—એક સમે વૃષભાનકુમારી જેમોટા ભાગ્ય વાળી શ્રી રાધાજી વૃજનારીની મંડળીમાં તે બનીને બેઠી હતી. ને સખી સંગાથે મનોહર જે ચોપાટ તેણે રમતી હતી ને ખેલમાં ખરી આશક્ત થઇ ગઇ છે એ સમે પછવાડેથી શ્રી ઠાકોરજી બોલી ઉઠ્યા તે સાંભળીને ચિત્તમાંની ચતુરાઇની આ તુરતા કહેતાં ઉઠવાને ઉતાવળી થઇ. દ્રષ્ટી વ્રત્તી ચાલી નહી.

દુહો—જગ નાયકકી નાયકા બરની કેસોદાસ; તિન કે દરસ નિરસ કહેં, સુની પ્રછન્ન પ્રકાશ. ૧૧૨ અર્થ—જગ નાયક જે શ્રી કૃષ્ણ તેની જે નાયકા તે શ્રી કેશવદાસે વર્ણવી,તેનાં જે દર્શન તે એક પ્રછન્ન બીજો પ્રકાશ તે કહ્યો. ૧૧૨

ઇતિ શ્રી મન્મહારાજ્ય કુમારશ્રી શ્રી ઇંદ્રજીત વીરચીતાયાં શ્રી રસિક પ્રિયાયાં સ્વ-કીયા પરકીયા વર્ણન નામની તૃતિય પ્રભાવ.

---

## चतुर्थ प्रभाव.

દુહો—એ દ્વૈ દરસન દરસ હે, હોઇ સકામ શરીર; દરશન ચ્યાર પ્રકારકો, બરનતહે કવિ બીર. ૧ અર્થ એ બે દર્શન દીઠે થકે સકામ શરીર થાય. તે ચાર પ્રકારનાં છે. તેને બીર કવીશ્વર નીચે મુજબ કહે છે.

દુહો—એક જ્યું પ્રગટ દેખિએ, દુજો દરશન ચિત્ત; ત્રિજો સુપનહિ દેખિએ, ચોથો શ્રવણહિ મિત્ત ૨ અર્થ—એક તો સાક્ષાત દેખીએ તે, બીજું ચિત્રામણ માં દેખીએ તે, ત્રીજું સ્વપ્નમાં દેખીએ તે ને ચોથું કાને સાંભળીએ તે દર્શન; એ ચાર ભેદ દર્શનના કહ્યા.

अथ इदं साक्षात दर्शन.

દુહો—નિંદ ભૂખ દુતિ દેહકી, ગઇ સુની તિહિ જાઇ; કો જાને દ્વૈ હે કહાં, કેશવ દેખે તાહિ. ૩ અર્થ—જેના ગુણ થકે નિંદ્રા ગઇ, ભૂખ ગઇ, રસ ગયો ને દેહની કાંતી ગઇ. કેશવદાસ કહે છે કે તે દેહને દીઠા પછી શું થાશે. ૩

अथ स्वामिजिको साक्षात दर्शन प्रच्छन्न.

ચંદ્ર કળા છંદ—કેશવ શ્રી વૃષભાન કુમારિ સિંગાર રસહી સબે સરસે;સુવિલાસ

ચિતે હરિ નાયક ત્યોં રતિ નાયક સાયકરયેં વરસે; કાન્હ મુખ દેખત દર્પન લોં ઉ-
પમા મુખમેં સુખમા પરસેં; આનંદ કંદ સંપુરન ચંદ દુર્યો રવિ મંડલમેં દરસેં. ૪

અર્થ—કેશવ કવીશ્વર કહે છે કે રાધાજીએ સઘળા સુરસ જે શ્રૃંગાર તેણે શ્રૃં-
ગારીત થયાં તે વારે રતિના નાયક જે કામ તેણે આતુર થયાં અને દર્પણ લઈને પોતા
નું મુખ જોવા માંડ્યું. એ મુખની ઉપમા જોઈને મહા સુખ પામતા હવા. જાણે-
એ આનંદનું કંદ એવાં જે ચંદ તે રવિ મંડલમાં છુપ્યો હોય એવો દીસતો હોય
શું? ૪

શ્રિ સ્વામિનીજી કૌસ્વા સાક્ષાત પ્રકાશ દર્શનં.

**સવૈયો**—પહિલે તજિ આરસ આરશિ દેખિ ઘરીક ઘસેં ઘનસાર હિલે; કુનિ
પોછ ગુલાલનિ લૌચ ફુલેલ અંગોછમેં આછે અંગુછ નિકે; કેસવ ભેદ જવાી-
દિસોંમાં જઈ તેપર આંખમેં અંજનું છે; બહુરો દુરિ દેખિ જુ દેખિયું લાજતો
લોચન લાગિ ચહે. ૫ અર્થ—શ્રી રાધાજી આલસ તજીને આરશી કહેતાં અ-
રિસો જોયો, પછી ઘડી એક લગે ઘનસાર જે કપુર તે ઘસ્યો ને પછે ગુલાબનું
પાણી હતું તે લોહ્યું, પછે ફુલેલનું મર્દન હતું તે આછે અંગુછે કરીને લુહી
નાખ્યું. કેશવ કહે છે કે ભેદ જે કસ્તુરી અને જબાદ તે પણ અંગે ચોપડ્યું
અને વળી નેત્રમાં અંજન કર્યું. પછે સખી કહેછે એ હરિ ઉભા રહેજો.
સખી, લાજ તો નેત્રમાંજ લાગી છે. ૫

અથ શ્રીજીકૌ સાક્ષાત પ્રછન્ન.

**દર્શન કથ્યતે વિજય છંદની ચાલ છે.**

**સવૈયો**—ભાલ ગુહી ગુન લાળ લટે લપટી લપટી લર મોતનકી મુખ દેની; વાહિ
વિલો લોકનિ આરસિ લેકર આરસસે અતિ સારસનૈનિ; કેશવ કાન્હ દુરે દરશી પરશી
ઉપમા મતિ અતિ પેની: સૂરજ મંડલમેં શશિ મંડલ મધ્ય ધરી મન નાહિ ત્રિવેની
૬ અર્થ—રાધાજી શૃંગાર કરીને ઉભાં છે. શીશ થકી લટ છુટી છે. તે રાતે
દોરે ગુંથી છે. કોટમાં મોતીની માળા છે. તે સાથે સેર લપટાણી છે. તે મહા સુ
ખને આપે એવી છે. તે જોવાને કાજે આળસ તજીને સારસનાયની જે રાધા
તે અરીસો લઈને જુવે છે. કેશવ કહે છે કે શ્રી પ્રભુ વેગલા ઉભા રહ્યા થકા જુ
વે તે મહા તિક્ષણ મનમાં ઉપમા ઉપજે છે તે જાણે એ સુર્ય મંડળ મધે ચંદ
માનું બીંબ દીસે છે. તેમાં જાણે ત્રિવેણી તે ગંગાજી, જમુનાજી ને સરસ્વતિ
માંહે ધરીછે. મોતીની માલા તેતો ગંગા અને માથાની લટતે જમુનાજી અને રાતે દો
રડે જે ગુંથ્યા છે તે સરસ્વતિજ છે. ૬

સવૈયો—એક તો ઉર દૂજેહિ ઊરોજ અનુપ મનોહર હાર મહારી; સખિ પત્ત ચલં તરની નિહુકો પર નેંનકિ કેશવ વાત કહારી; હિતસો હિત પીકથી આવતહે ધરિ કોં લગિ હોઉ રિ કૌતુક હારી; અચલુ દે નંદલાલ વિલોકિ તરીદહ ધિ નૌખિ વિલોચનિ હારી. ૭ અર્થ—સખી શ્રી રાધાજીને કહેછે કે એ-સમાને વિશે શોલ શ્રંગાર કરીને દધિ મંથન કરે છે તેને ઉર ઉપરથી લુગડું ખશી ગયું છે ને મહા સુંદર સ્તન બાંધ્યાં દીસે છે તે થકી તરણી જે સ્ત્રી તેની છાતી પર મુકતાફલની માળા પહેરી છે તેતો મનોહર દીસે છે. તે દીઠે થકે સ્ત્રીનું પણ ચિત્ત ચળે તો તરુણ જે પુરૂષ તેનું મન કેમ ન ચળે? નિશ્ચે ચળેજ. તે હીત માટે તને હૈયાના હીતની વાત કહેવાય છે. ને હું કેઈ વારની કૌતુક જોઉ છું. શણકટ વાલી એ નંદલાલ કેઇ વારના ઉભા જાવે છે. તુંતો અલૌકીક વલોવણહારી છે એવી દીસે છે ૭

સવૈયો—લોચન એ ચલિ એં ઇતકો મનકી મતિ અદ્યપિ નેહ નહીહેં; આનનિ આય ગઈ શ્રમસી કર રૌમ ઊઠે ઉર પંક ગહીહે; તાકો કહા કહિએ કહિ કેશવ લાજ સમુદ્રમે બુઝિ રહીહે; ચિત્તહિમે હરિ મિત્તહિ દેખતુ યુંસહુ ચીજનું બાંહિ ગહીહે. ૮ અર્થ—એક સમાને વિશે સખી રાધાજીને શ્રી પરમેશ્વરના સ્વરૂપનું ચિત્રામણ દેખાડે છે તે જોઈને નેત્ર પરાં કીધાં ને ઘુંઘટો કાહાડ્યો. અદ્યાપિ મનની વ્રતિ કહેતાં પ્રીતિ તેતો એની એને વિશે બાંધી છે. પણ તોય પ્રથમ મેલાપનું લક્ષણ છે. મુખ ઉપર પરશેવાના કણ આવી ગયા છે. અને શરીર સરવે રોમાંચીત થયું છે. હેયું ધ્રુજવા માંડયુ છે. કેશવ કવિ કહે છે હે મહારાજ તને શું કહીએ! જે લાજ તો સમુદ્રમાં બુડી રહી છે. ચિત્ર માંહી હરિ મિત્રને દેખીને સંકોચ પામી જાણીતો સાક્ષાત શું બાંહી ઝાલી છે? ૮

કવિત—કેશોદાસ નેહ વાટી દીપક સંજોય કૈસે જોતીહીંકો ધ્યાન તેજ તમહી નસાઇહે; અખનિકે બાંધે અન્ન કાહુકી બુઝાની ભુખ, પાનીકી કહાની રાની પ્યાસ કહું બુઝાઇહે; એરી મેરી ઈંદુ મુખી ઈંદીવરનની લીએ, ઈંદરા મંદિરમે સંપતી સિધાઇહે; અસે દિન અસે હીંગ વાધતી ગવારી કહા ચિત્ર દેખે મિત્ર મિલે કો ન ભુખ પાઇહે. ૯ અર્થ—અહીયાં કેશવદાસ કહે છે જે એક સમાને વિશે શ્રી રાધાજી સખી પ્રત્યે કહે છે. નેહ જે તેલ અને દસા જે વાટી જે દીપકનું કોડીયું તે એ સઘળા સંજોગ સામટા કીધા. પણ જોતી પ્રગટ કીધી નથી અને જ્યોતીનું ધ્યાન બેઠાં બેઠાં ધરીયે તો પણ કાંઈ અંધકાર ટલે? અને રૂડું સુંદર અન તે લેઈને આંખે બાંધીયે તોય પણ તેની ભૂખ શું જાય? અને પાણીની કહાણી કરીએ

તેણે શું કાંઇ તરસ છીપે? અને માઝી ઇંદુ સુખી જે ચંદ્ર મુખીને કમલ નયણી ઈંદીરા જે લક્ષ્મી તેનુ સ્વરૂપ ઘરમાં ચીત્રો ચોડીએ તેથી શું લક્ષ્મી પામીએ? અરેરે ગમાર એવા દહાડા એમ નિર્ગમેછે. ચિત્રામણમાં દીઠે મિત્રને મળ્યાનું સુખ પામીએ? ૯

કવિત—રૂઠી વાકું તુઠી વાકાં મૃદુ કયાપે મુખ વાકાં વિલોકવેકો ભેદ કછુ કહીંબા નાપરતુંહે; કેસોદાસ બોલે બીની બોલ નીકે સુંને બીનુ હીલનુ મીલનું વીનું મોહી કર્યું સરતુહે; કયોં લગી આલીનો રૂપ પાય પાય રાખ્યો નૈન,નિર દેખે મીન કેસે ધીરજ ધરતુહે; ચિત્રની બિચિત્રની ચિત્રની કેહી ચિત્ત જુ મન ચિત્ત કેહી દેખે ચિત્ત ચોગુનો જરતુહે ૧૦ અર્થ—એક સમે પ્રભુજીએ શ્રી રાધાનું ચિત્રામણ દીઠું ત વારે ઠાકોર કહે છે કે હે સખી એમાં એટલા ભેદ દીસતા નથી. તે કિયા એક રીસાવું, બીજુ પ્રસંન થાવું ત્રીજુ મંદહાસ્ય, ચોથુ કટાક્ષે જોવું. એનોજ કાંઇ ભેદ છે તે કાંઇ કહ્યા જાય નહી. કેશવદાસ કહે છે કે બોલ્યા વિના બોલીએ ને સાંભળ્યા વિના મળ્યા વિના અમારે કેમ ચાલે? કયાં લગે અબોલું રૂપ પીપીને નેત્રે રાખ્યું. પાણી દિઠે મીન જે માંછલું તે અળગું રહી કેમ શકે? ધીરજ પણ પાણી દીઠે માછલાને કેમ રહે? ચિત્રણી જે રાધાજી તે સાક્ષાત સારી પેઠે જુવે ત વારે સુખ પામીએ પણ ચિત્રામણ દીઠે ચિત્ત ચોગણું દુખ પામે છે. ૧૦

સવૈયો—અંતરીછ ગછનીજ છીની સુલછનીની આછી આછી અછનીની છબી છમનીયહે; પજગી નગી કુમારી કીનરી નહી સુનારી આસુરી સુરોનિહારી હારી નમનીયહે; ભોગનકી ભાંમિનીયાં દેહ ધરી દામની જયો કામ કીસી કામિની જયો મહા કામનીયહે; ચિત્રહુમે ચોરાહી ચુરાઇ લેત કેસોરાઇ રામકીસી રમની રમા તે રમનીયહે. ૧૧ અર્થ—એક સમાને વિશે પ્રભુજીને રાધાજીનું સ્વરૂપ લખી દેખાડયું તેનું પ્રભુ વખાણ કરે છે કે અંતરિક્ષ ચાલે એવી જાણે જક્ષણીતો ન હોય? સુંદર આંખ છે જેને એવી છબી મહાછમની કહેતાં ક્ષમાવંત છે. કીનરી કહેતાં ગંધર્વની સ્ત્રી, નગી કહેતાં પર્વતની પુત્રી, આસુરી કહેતાં અસુરની કન્યા, સુરી કહેતાં દેવતાની કન્યા, એટલી જે સ્ત્રીઓ તે તેને જોઇને હાર પામીછે. ભોગ નર્ક ભામની કહેતાં સાક્ષાત જે ભોગની જે સ્ત્રી તેજ ન હોય જાણે? અથવા શું વીજળી દેહ ધારી થઇને આવી છે? કે કામની જે સ્ત્રી રતિ છે તેવીજ સુંદર છે શું! ચિત્રામણ જોએ થકે ચિત્તને ચોરી લેછે માટે રામની રમની કહેતાં શું શીતાજી છે! કારણ રમા જે લક્ષ્મી તે થકી સુંદર છે. ૧૧

દુહો—કેશવ દર્સન સુપનકો, સદાઇ દુરલોક હોય; કબહુ પ્રગટ ન જાનિયે;

ગ્રહ જાને સબ હોય. ૧૨ અર્થ—કેશવદાસઃ કહે છે કે સ્વપ્નનું જે દર્સન તે સદાય ગુપ્ત હોય કહીયે પ્રતક્ષ હોય નહી તેતો સર્વ જાણે છે. ૧૨

સવૈયો—આતુર જ્યોં ઉઠિ દૌરિ ચલી જન આતુર જ્યોં ગહિયે સો ગહીજ્યોં; કહો મેરી રાંનિ કહા ભય તોં કહ બુઝત કેશવ બુઝિય જ્યોં; ડીઠિ લગી કીધું પ્રેત લાગ્યો ઉર પ્રીતમ સાહિ ડરીજ્યોં; આનનિ સિકર શી કહિએ અધ સોવત તે અકુલાઈ ઉઠીકયો. ૧૩ અર્થ—આતુર થઈને ઉઠીને દોડી તે વારે સખીએ ઉઠીને તેને ઝાલીને કહે છે કે કહે મારી રાણી તને એમ શું થયું જે તું ઉઠીને અણબોલી સનેપાતની પેઠે દોડી તે શું? કેશવ કહેછે કે સખી એ પુછ્યું કે કોઈની દ્રસ્ઠી લાગી, કે કોઈ પ્રેત વળગ્યો, કે પ્રીતમે ત્રાસી તે થકી ખી ન્હી? આનન જે મુખ છે તેપર પરશેવાના કણ આવી રહ્યા છે અને હૈયું થડક થડક થઈ રહ્યું છે. હે સખી એમ સન્જાએ સુતા થકી આકળી થઈને તુ દોડી તે શું થયું? ૧૩

કવિત—પદ નખ પદ્મીગે પાવે પદ ઉપદીન એકો વીસો ઉરવશી ઉરમેં ન આનવી; લોમ સો પુ લોમ જાની તિલ સોની લોત માની મલહુ સમાન મન મેનકા ન માનવી; જાનીયે ન કોન જાતી અબહી જગાયે જાત જીવન તો જાનીહો જો ન હિ પેહિચાનવી; વાત કરી વાની મહા ભાઉ સો ભવાની મહી કેસોરાય રતિ મો રજીક જોની જાનવી. ૧૪ અર્થ—એક સમાને વીશે પ્રભુજી સુતા હતા તે વારે સ્વપ્નને વિશે કાંઇ એક નાયકાએ આવીને જગાડ્યા. તે નાયકાના વખાણ કરે છે. તે કહે જે એવી સ્ત્રી તો અમે કોઈ દીઠી નહી. દ્રુપતી તો એના પગના નખની બરાબરી ન કરે અને ઉર્વશી તો એક વસો ઉરમાં આણીએ નહી. પુલોમ ઈંદ્રાણી તેતો એના લોમ સરીખી નહી. તીલોતમા તિલમાત્ર એની બરોબરી ન કરે અને મેનકા જે અપ્સરા તે એના મેલ સમાન ન આવે. અને હું જાણતો નથી જે એ કોણ જાતી છે. મને હવડાં જગાડીને જાયં છે અને જો એને ઓળખુ. તો જીવ જતો બચે અને વાત કરે તો જાણે એ સરસ્વતિ બોલે અને હાવ ભાવતો જાણે એનો ભવાની સરીખોછે. કેશવદાસ કહે છે કે કામની સ્ત્રી રતિ જે છે તે એની આગળ એક રતિ જેવી દીસે છે ૧૪

સવૈયો—સોંહ દિવાઈ દિવાઈ સખી ઘક વારકિ કાનનિ આનિ વશાયે;જાને કે કેશવ કાનનિ તે કિત હ્વૈ કબ નેનની માઝી સિધાયે; લાજકે સાજ ધરાઈ રહે સબ નેન નિલે મનહીરા મિલાયે;કેસિ કરૂં અબ કયાં નિકસે જ્યું હરેહિ હરે હિયમેં હરિ આયે. ૧૫ અર્થ—રાધાજી સખીની આગળ કહે છે કે તે સમ દઇ દેઈને હરિને

એક વાર કાન રૂપી બારણું આણીને બેસાડો. કેશવ કહે છે કે કુણ જાણે કાનમાંથી કેઇ વાટે કેઇ વેળાએ આંખમાં આવીને બેઠા. લાજને લીધે જયાં ત્યાં રહ્યાં. આંખે લઇને મનને મેળવ્યા, હવે કેમ કરૂં અને કેમ નીકળે! હળવે હળવે હરિ હૈયામાં આવ્યા ૧૫

अथश्री स्वामीनीजिको प्रकाश दर्सन.

કવિત—કયોં લો પીહો કાન રસ રૂપકી બુઝેહે પ્યાસ કેસૌદાસ કેસે નેના હોય ભરી પીજીએ; પીરકી સો મેરી ખીર બાવરીહે વારો આન નેકુ કહી હસી હાં બલાઇ તેરો લીજીએ; વરસ કમાઝી યહ વેસ અલબેલી વીતે દેહો સુખ સખીન કો અબહી નદી જીએ; એરી લડ બાવરી અહીર એસો બુઝો તોય નાંહી સો સનેહુ કીજે નાહ સો ન કીજીએ. ૧૬ અર્થ— સખી શ્રી રાધાજીને કહે છે કે હવે કયાં લગણ તમે કાનનો રસ પીશો! કાંઈ કાનથી રૂપની તરસ ભાગે! કેશવ કહેછે કે કાંઇક તો આંખ્યો ઉઘાડીને જુઓ મારા ભાઇના સમ તું તો મારી બેનછે. લગારેક હસીને હા પાડે તો તારી બલા લઉં અને એક વરસેક માંહી બાલ્યા અવસ્થા જાશે. તેવાર પછી સખીને સુખ દેશો તો હવડાંજ કાં દેતાં નથી! અરે રાંડ ઘેલી આહીરી તું સમજે છે, જેની સાથે નેહ કરીએ તેની સાથે રાડ ન કરીએ. ૧૬

अथ श्रीजिको प्रछन्न शृवण दर्शन.

સવૈયો—લંઘતુહે લોક લોક લીક ન ઉલંઘી જાતી, સબહી તુ સમજાવે તોહિ સમજાવેકો, છો જન કહત તનકો ન છુટે લાજ ધન મીત રાખે હોઇ કોવીદ કહાવેકો; સોચક્ર સંકોચ પૂર્વ પછીમ પંથ, કેસોવદાસ એક કાલ એકે જન ધાવેકો; દુઃખ દરીદ્રુશ દૂરી હુતે મેરે મન જશી સુંની તેસી તોહી આંખિનિ દિખાવેકો. ૧૭

અર્થ—એક સમાને વિશે પ્રભુજી તે સખીને પ્રત્યે કહે છે કે હે સખી મનુષ્ય જે છે તે પર્વત પણ ઊલંગે છે પણ મર્યાદાની બીક તો ઊલંઘાતી નથી. તું તો સમજે છે. તને કોણ સમજાવે! અને મનુષ્ય લાજ મુકવા કરે તો પણ થોડી મુકાતી નથી અને સખી ધન ને મિત્રાઇ એ બે વાંના રાખીએ તેમાં કાંઇ લોભ કરીએ તો મિત્રાઈ ન રહે. મિત્રાઈ રાખીએ તો લોભ મુકીએ. જો પ્રીતી કરીએ તો સંકોચ મુકાએ કારણ એ બે વાંના સાથે હોય નહી તે જેની પેઠે કે જેમ વિદેસે પુર્વ પશ્ચીમ કામછે તો એક વેળાએ કાંઇ બે દિસાએ બની શકે નહી. ૧૭.

अथ कृश्नको प्रकाश श्रवन दर्शन.

કવિત—નિપટ હરિ પ્રેમકો પ્રગટ હરવો બાથિ વિશ્વ વિશે વશીકરે કૈસે ઉર આનિયે;
કામકો પ્રહરખન કામનાકો બરખન કાહનકો સંદરશન સબ જગ જાનીયે;
કિધો કેસોદાસ સમ મોહની કો ભુશન હો, કિધો બ્રજ બાલનકોં દુષન બખાનિયે;
સુનતહું છુટયો ધામ વનવન ડોલે યામ રાધે તેરો નામ કિ ઉચાટ મંત્ર માનિયે.૧૮

અર્થ—સખી રાધાજી પ્રત્યે કહે છે, તારૂં નામ કેવું છે તો કે નિપટ નામ કપટને હરવા વાળું, પ્રેમને પ્રગટ કરનાર અને વિશ્વમાં જે સાંભળે તેને વશ કરનાર છે. એવુ નામ તે હઇયામાં શી રીતે આણીએ. વળી કામને પ્રહર્ષન કરનાર અને ઇચ્છાનો વરસાદ વરસાવનાર જે કાન્હ તેને આકર્ષણ કરે એવું છે તે બધું જગત જાણે છે. કે કેશવદાસ કહે છે કે પૃથવી ની મોહનીનું ભૂષણ હોય અથવા જાણે વ્રજવાળાનું દૂષણ હોય એવી રીતે એને વખાણીએ. તારૂં નામ સાંભળીનેજ ઘર મૂકીને શામ જે શ્રી કૃષ્ણ તે વનવન પ્રત્યે ડોલતા ફરેછે. હે રાધા, તારૂં નામ તો કોઇ ઉચાટણજ મંત્ર છે એમ અમે માનીએ છીએ.

દુહો—દરસન રસ રમનીયકે, કહે પરમ રમનીય; પ્રગટિત પ્રેમ પ્રભાવ અબ, કહોં કછુક મનીય. ૧૯ અર્થ—રમણ જે નાયકને રમણી જે નાયકા તેનાં જે દર્શન તે મનોહર તે કહ્યાં. હવે પ્રગટ પ્રેમ પ્રભાવ કહું તે સાંભળજો. ૧૯

ઇતિશ્રી મન્મ મહારાજ કુમારશ્રી ઇંદ્રજીત વિરચીતાયાં શ્રી રસિક પ્રિયાયાં દર્શન વર્ણનકો તસ્ય નામસ્ય ચતુર્થ પ્રભાવ સંપુર્ણ.

---

## प्रभाव ५ मो.

अथश्री नायक नायका तस्य चेष्टा वर्णनं.

દુહો—તિનકે ચિતકી જાનિ સખિ, પિયું શું કહે ન જાઇ; કહે પ્રિયા સો પ્રીતિમે, આપુન તે અકુલાઇ. ૧ અર્થ—તેના ચિત્તની સખી હોય પણ તે પિયુના કને જઇને સંભળાવે અને પિયુ વળતુ સખીને જઇને કહે ને તે પોતાના મનમાં અકળાય. ૧

સવૈયો—કાલીકી ગ્વાલી તો આજહુ લોન સંભારત કેશવ કૈસેહું દેહે; સોરી
હૈ જાનિ ઉઠે કબહું જરી જીઉ રહો કી રહી રચિ રે હે; કોરિ વિચાર વિચાર તિહી

ઉપચાર નિકે વરસૈ સખિ મેહે; કાન ખુરો જીન માંનો તિહારિ વિલોકનિમેં વધિ વિશ વસેહે. ૨ અર્થ—ઠાકાર પ્રત્યે સખી કહે છે કે તમે હે મહારાજ કાલે જે જોઇ ગયા તે પાછી ગ્વાલની પડીછે, આજ સુધી હજી શરીરને સંભાળતી નથી, કહેતાં શરીરની સુધ્ધિ નથી. ઘડીકને વિષે ટાડા હીમ થાય છે, ઘડીકમાં જીવ બાળ્યો બાળ્યો કરે ને ઉઠે. રૂચો રહી છે. કોઠી કોઠી હું વિચાર કરૂં છું. અને સખી સઘળા ઉપરના મોહ વરસાવેછે એટલે કરેછે તો હે મહારાજ કહ્યા માટે દુખ મા નશો માં. તમારી નજરમાં વીશ વસા વિષ વસે છે. ૨

અથ श्रीजीको वचन प्रियाकी सखीशुं.

કવિત—પ્યાસ દૈ રહી ઉદાશ ભાગી ભુખ ગઇ ત્રાસ, કેશૌદાસ નીંદહુકી નીંદ નીત હાનીહે; મતિકૌ મતો ન લેઇ વિદ્યાકી વિદાઇ દેઇ સોભા સુકીસેઇ રેઇ સબ સુખ દાની હે; વિષસેં લગત ગિત કે લીકીન પરતીત પ્રીતિ ઉર પાહુનીની પચી પહિચાહૈ; તો વીનું કહે કૌ ગાથ બીરતાં ન વાંકે સાથ ઓહીકું મિલાવૈ હાથ લાજ કે વિકાનીહૈ. ૩ અર્થ.—હે સખી મારી અવસ્થા કહું તે સાંભળ. પ્યાસ જે તરસ તે તો ઉદાશ થઈ રહી છે, અને ભુખતો ભાગી રહી છે અને બીકતો નાશી ગઇ છે અને કેશવ કહે છે.જે નિદ્રાનીતો દહાડી નિંદા કીધી છે અને મતિ તો કાંઈ રહી નથી. અને વિદ્યાને તો વિદાય કીધી છે, તે વીસરી ગઇ. શોભા તે સુકાઇ ગઇ અને સાંસુખતો સેવતાં સેવતાં રીસાવે છે અને ગાન તો વિષ સરીખું લાગે છે ને ક્રીડાની તો પ્રતીત આવતી નથી અને પ્રીતિ તો પુરાણી થઈ છે, અને પીછાન જે ઓળખાણ તે તો હારી રહ્યુંછે. તું વિના ગાથા કહીને કોણ સમજાવે અને કાંઇ તેની બીરજ હાથ નથી, તે તો લાજને હાથે વેચાણી છે તો તે અમને કોણ મળવે. ૩

દુહો—પિયુ શ્યું પ્રગટ ન પ્રીતિ કહિ, જીનહી કરહિ ઉપાય; તે સબ કેસોદાસ અબ, વરનું સબહિ સુનાય. ૪ અર્થ—જે વારે પિયુની દૃષ્ટી અળગી હોય તે વારે નિશંક થકી ઠાકોરે સામું જુવે અને જે વારે ઠાકોર સામું જુવે તે વારે એ સખીને આલીંગન કરે. ૫

દુહો—જબ ચિંતવે પિયુઅન તિહિ, તબ ચિંતવે નિશંક; જાનિ વિલોકત આપ ત્યું; અલિહી લગાવે અંક. ૨ પિયુને દેખીને જેટલા ઉપાય કરે તેટલા સર્વ કેશવ કહેછે કહી દેખાડું. ૨

દુહો—કબહુ શ્રુતી કંડુ કરે, આરસ સો અંડાઇ; કેશવદાસ વિલાસ સો,

વાર વાર જંભાઈ. ૬ અર્થ—કોઈ વારે કાન ખંજુવાલે, આળસ મરડે, કેશવ કહે છે વિલાસ જે રતિ તેશ્યું હોય તે વારે વારે બગાસાં ખાય. ૬

દુહો—જુઠેહી હસ હસ ઉઠે, કહે સખીશ્યું બાત; ઐસે મિસહી મિસ ત્રિયા, પિયહિ દિખાવે ગાત. ૭ અર્થ—અને જુઠે જુઠે હાસ્યે હશીને ઉઠે, વળી સંખીશ્યું વાત કરીને ઉઠે, હશીને ઉઠે એવે એવે મિષે કરીને પ્રિયા પિયુને પોતાનું શરીર દેખાડે. ૭

દુહો—વોહી પ્રિયા નકી પ્રતી, પ્રગટ ઉ અપની પ્રીતિ; સોં પ્રછન્ન પ્રકાશ કરિ, બુદ્ધિબલ કરત સુમિત્ત. ૮ અર્થ—એણી પેરે નાયક નાયકા પોતાની બુદ્ધિ પ્રતિ પ્રગટ કરે તે પ્રછને તે પ્રકાશ કરીને પોતાની બુદ્ધિએ કરીને મિત્રને દેખાડે છે. ૮

अथ स्वामीजीनी प्रछन्न चेष्टा तस्य.

કવિત—ચોરી ચોરી ચિત્ત ચીતવતી મુહ મોરી કાહે કાયકુ હસત હીયે હરસ બઢાયોહે; કેસોરાય કીસો તું જંભાતી કહા બાર બાર બીરી બાહ મેરી વીર આરસ જ્યું આયો હે; એંડ સો એંડાહ અતિ અંચર ઉડાતી ઉર ધર ઉઘરી જાત ગાંત છબી છાયો હે; ફુલી ફુલી ભેટતી રહીતી ઉર ઝુલી ઝુલી ભુલી ભુલી કહેત કછુ તેં આજ આયોહે. ૯ અર્થ—સખી રાધાજીને કહે છે કે, વારે વારે દ્રષ્ટ ચોરી ચોરીને મુખ મોડી મોડીને શું જુવેછે! અને વારે વારે હસે છે તે શું કે કાંઇ હૈયામાં હરખ વાધ્યો છે! કેસવરાયના સમ તું વારેવારે શું બગાસાં ખાયછે! વારે વારે વાંકી થઈને ડીલ શું મોડે છે? છેડો ઉડી જાય છે. ઉર કહેતાં હૈયું ઉઘાડું થાયછે. એની છબીએ ડીલ સર્વ છાઈ મુકયુંછે. અને ફુલી ફુલીને મને હૈયામાં ઘાલે છે. અફીણ ખાધાની પેઠે ઝૂલી રહી છે, ને કાંઇ કાંઈ બોલે છે તે શું કાંઇ આજ અમલ ખાધું છે! ૯

अथ स्वामिनिजिकी प्रकाश चष्टा तत्.

કવિત—મેરો મુંહ ચુંબે તેરી પરી સાધ ચુંબે વેકી ચાટ ઐસ અંસુ કચોંસી રાત પ્યાસ ઘટેહે; છોટે છોટે કર કહા છાવતી છબીલી છાતી છાવો જાકે છાપ વેકો અભિલાખ ચાટેહે; ખેલની જો આઇ હોં તો ખેલ જેહે ખેલી યતું, કેસોરાયકી સો તે એ કોન ખેલ કાટેહે; ફુલી ફુલી ભેટતીહે મોહે કહા મેરીભટુ, ભેટતી ન જાણી જેપે ભેટી વેકો હટેહે. ૧૦ અર્થ—એક સમેને વિષે રાધાજી પ્રભુજીને દેખીને સખી પ્રત્યે ચેષ્ટા કરે છે તે સખી કહી દેખાડે છે કે હે રાધા મારું મોહું

ચુંખે કાંઇ તારી સાદર પૂરી થાય નહી. તે કેની પેઠે કે ઘણા તરસ્યાં હઇયે અને ઝાકળ વળગેલાં તૃણ ચાટીએ તેણે કરીને દાઝ્યું બળતું હોય તે કાંઈ ટાઢું થાય નહી. અને તારે નાન્હે હાથે તારી છબીલી છાતી છુવરાવેછે તો તે પાસે ઝલાવો કે, જેને ઝાલ્યાનો અભિલાખ છે. અને જો રમવા આવી હોય તો આણસની પેંઠે રમો. કેશવરાય કહેછે, ફુલી ફુલી મને હઇમાં ઘાલેછે આ તે કેવો ખેલ કાઢયોછે. જો મળવું હોયતો તેને જઇને મળો કેમકે તે મળવાને સામા ઉભાછે. ૧૦

કવિત—છોરી છોરી બાંધ્યો પાગ આરસ સો આરસી લૈ આનત હઇયાની ભાંતી દેખત અનેસેં હો; તારી તારી મારત તસુકા તુમ કૌન પરી કૌનકે પરત પાય બાવેર જ્યું એસે હે; કબહુ ચુટકી દેત ચુટકી ખુજાવો કાન મટકે એડાતી જ્યું રી જ્યો જંભાતી એસે હે; વારવાર દેન મની માલા મોહી કૌન પર ગાવતી કછુંકે કછુ આજ કાન્હ કેસેં હો. ૧૧ અર્થ—સખી પ્રભુજી પ્રત્યે કહે છે. હે મહારાજ તમે વારે વારે પાઘડી છોડી છોડીને બાંધો છો, વારે વારે આળસ યુકત દર્પણ લેઈ લેઈને જુવોછો અને આ તે આજ કાંઈ અને કેવા દીસો છો અને વારે વારે તૃણ તોડી તોડીને કેના ઉપર ઊતારી ઉતારીને નાંખો છો. અને પગે પણ કોને લાગોછો, કાંઈ ઘેલા સરીખા દીસો છો, હે કાહાન તમે મટકીને આળસ મરડો છો અને તાવની પેંઠે બગાસાં ખાઓછો અને વારેવારે કેને કાન્હે મણીની તથા મોતીની માળા મને આપોછો ને કાંઇનું કાંઇ ગાઓ છો અને શું બકોછો. આજ હે કાન કેવા છો! ૧૧

### અથ શ્રીજીની પ્રકાશ ચેષ્ટા કથ્યતે.

સવૈયો—જ્યાં લગિ લાંચ લુગાઈ ન દેન ન નાંચ નચાવત સાંઝ પાહાવું, કેશવ મંત્ર કરે વશ કારક હારક જંત્ર કહાં લોં ગનાઉ; હારિ રહુ હરી ક્યોં ન મિલે ન મિલાઊં તો તાહિ જો માગું સો પાઉ; વાહિ જેવાઈ મિલો મિલવે કહિ ઉર કહાં કનિ સાકરિ લ્યાઊં. ૧૨ પુનઃ અર્થ—સખી શ્રી ઠાકોર પ્રત્યે કહે છે કે હે મહારાજ તમે અનેક અનેક ઉપાય કીધા, લોકને લાંચ દેઈ દેઈ થાક્યા, સવારે થકી સાંઝ લગે જેમ જેમ નચાવ્યા તેમ તેમ નાચ્યા અને હે કેશવરાય વશ કરવાના અનેક મંત્ર સાંધ્યા અને હરવાના તો મંત્ર ક્યાં લગે ગણું. હવે તો હાર્યા. કેમ મળી તો નહીં ને જે માગુ તે આપો તો મેળવું. એ ઉભી છે. જાઓ મળો, મળવાને એ ઉભી થઇ રહી છે. આમ શું કેડે કરી લાગું. તે વારે શ્રી ઠાકોર બોલ્યા જે હે સખી! એ શું? મળ્યા પછી જે તું મોઢે માગીશ તે આ

પીશ. ૧૨

इति दृष्टा अथ स्वयं दुतत्वस्या लछनं.

દુહો—જ્યાં કુર્યો હું ન મીલે નહીં, કેશવ દોણ ઇઠ; તો તબ અપને આપહું, બુધ્ધિ બલ હો હિ વસીઠ. ૧૩  પુનઃ અર્થ—કેશવદાસ કહેછે કે ઇષ્ટ જો કેમે મળી ન શકે તો પોતાની બુધ્ધિએ કરીને પોતે દુત કરે. ૧૩

अथश्री स्वामीजीको स्वयंदुतत्व प्रछन्नं.

સવૈયો—દુરિ તેં દેખિ વેકો દ્રૈ હૈં દિન મનાઇ હુંતી લિખહી લિખિ ચોઠી; દેખિ મિલ્યૌ મન હો હું મિલી મિલ બેલિવે હુંકી મિલી મતિ મીઠી; એસેમેં ઉર મિલાઇહું કેશવ કેસેહુ કાનકું માર દે ઠીઠી; તો દ્રૈ ન વારે મુરાર કે તારજ્યોં તુટેગી લાલહમેં તુમ મીઠી. ૧૪  અર્થ—એક સમાને વિશે કૃશ્ન સંગાથે રાધાજીએ ચોઠો લખી લખીને સંકેત કીધો હતો, તે પોતે સંકેત ઉપર જાયછે. અને મારગ માં પણ સખા ગોપ સંગાથે રમે છે. શ્રીકૃશ્ન એટલે વેગલા થકા બેઉ દ્રષ્ટીએ દ્રષ્ટી મળ્યાં તે વારે ઠાકોરજી ગોવાળીઆને કહેછે જે અમે તો અહીં રમીશું નહીં,આમારે વનમાં કામ છે. તે નાયકાને સંભળાવ્યું. તે વારે કોઇક ગોપ કુમારે દીઠું તેથી રાધિકાએ કહ્યું કે જો અમારી પાછળ આવશો તો અમારે નેતમારે તુટશે, જેમ કે કોમળ કમળની ડાંડીમાંના તાર ટુટે એટલીવાર તુટતાં લાગશે. ૧૪

अथश्री प्रियाजीको प्रकाश स्वदुतत्वयं कथ्यते.

સવૈયો—ધાઇ નહી ઘર દાઈ પરી જુર આઇહે, આઇકિ આંખિ વહાંઉ; પૌરિએ આવેર ત્યૌ ધુઇ તે પર ઉચ્યૌ સુનો સમુહો દુખ પાઊં; કાન્હનિ વેરહું ન્યાય નયૌ યહ આલિનિ હો કબલો બહરાઊં; સો સમ એ સબ સૌવન આવૈકિ હું ઇનિકે સંગ સૌવન જાઉં. ૧૫  અર્થ—એક સમાને વિશે રાધાજી સખી સંગાથે જાય છે, ત્યાં પ્રભુજી સામા મળ્યા ત્યારે રાધાજીએ ઠાકોરને સંભળાવવાને કાજે વાત માંડી કે હે સખી મહારી ધાઇ આજ ઘેર નથી અને દાઈ જે સુઇઆણી તેને તાવ ચડે છે! અને એલવારનીતો આંખો દુખવા આવી છે! અને પોલાચો તો રાતંધો છે! વળી તેણે કરીને હું એકલી ઘરમાં રહી મહાદુખ પામુંછું એમ કહે છે એટલામાં ઠાકોર પાસે આવ્યા તે વારે રાધાજીએ કહ્યું કે અમારો એ ન્યાય કરતા જાઓ જે મારે ઘેર એવી અવસ્તા છે તેથી એ સખીઓને કઇવારની પુછું છું જે સઘળીઓ મહારે ઘેર સુવા આવે કે હું એમને ઘેર સુવા જાઉં! ૧૫

अथ श्री श्रीजीनो स्वयं दुत प्रछन्नस्य कथ्यते.

**પુનઃ કવિત**—આપ નેહી ભાય કીયો સોહત શરીર સબ કેસોદાસ દાસ જ્યોં ચલતુ ચિત્ત લીનેહેઃ આપુહો અઠાઉ કે તો લેતના ઉમેરો વેતો બાપુરે મિલાપ કે સલાપ કરી હીનેહે; રાધિકા સુનાયકે કહત એસો ઘનસ્યામ શ્યું બલ કો લૈ લૈ નામ કામ ભય ભીનેહૈ; સાથ લે સખાની અબ જૈયો વન છાંડયો હમ, એલવેકો સંગ સખા સાખા મ્રગ કીનેહે. ૧૬

અર્થ—એક સમાને વિશે પ્રભુજી મન ગમતા સંગાર કરીને સખા સાથે વાત કરે છે કે તમે અન્યાય કરો ને પડે અમારે માથે જેની સોબત કરે તે તેવો ગણાય. એ પ્રમાણે સખા સાથે વાત કરતાં શ્રીરાધાને સંભળાવેછે. બલિયા બલૈયા ગોપના નામ લેછે. જે બાબે એથી બીહીતા રહીયે. આ ઘડામાં ખુવાર કરે છે એમ કહે છે પણ કામ ના ભય થકી બીન્હા ને વળી કહેછે જે આજ પછી અમે કોઇને સાથે તેડીને વનમાં જવું મેલ્યું છે. અને જો જાશું તો વાનરને સંગાથે લેઇને જઇશું. વનને વિશે જે થકી પણ કાંઇ વિનાશ ન થાય. ૧૬

अथ श्रीजीको प्रकाशस्य स्वयं दुतत्व अत्र.

**સવૈયો**—વન જૈ જવલૌ કોઉ ડાલિહૈ કેશવ હે તુંમ હેતુ અરી અરિહો; કછુ એલિએ એલનિ આવત આજુહિ ભૂલ્યૌ ન ભુલ્યૌ ગરે પરિહો, હિતુહે હિતુહે હિયમેં કિધું નાહિત ઉહિત નાંહિ હીય તો લલા લરિહો; હમસૌ યહ બુઝિ અ એસિ કહીં જ્યોં કહી તો કહી બ કહા હરિહો. ૧૭ અર્થ—એક સમાને વિશે પ્રભુજી બીજાને કહીને રાધાજીને કહી સંભળાવે છેકે ભાઇઓ વનમાં જઇએ, ત્યારે રાધાજી બોલ્યાં કે કોઇ નવરી હશે તે આવશે. તો પ્રભુજી કહે તમેજ નહી? તો કહે તમેજ આવોને, વળી બોલ્યા કે રમવા કાંઇ આવો તો રમીયે, તો કહે રમતાં નથી આવડતું. તેવારે કહ્યું કે શું આજજ ભુલ્યાં? તો કહે ભુલ્યા તે ભુલ્યા, તો શું ગળે પડશો? તો કહે હૈયામાં હેતું છે કે નહી? તો કહે હૈયાનો હેતુ નથી, તે માપે શું ચઢશો? વળી પ્રભુજી કહે અમને પુછવા માટે એવું કહો છો. વળી રાધાજી કહે છે કે કહો તો કહું તમે તે શું કરશો? ૧૭

**દુહો**—ઉદ્ધા કુનિ ઇહ ભાંતિ કહિ, બહુ વિધિ હિત તે ડાંઇ; આપુન હીતે લાજ તજિ, પતિહિ મિલિ અકુલાઇ. ૧૮ અર્થ—ઉદ્ધા ઘણી રીત કરીને કહી. તે લાજ મુકી આકળો થઇને પતિને જઇને મળે. ૧૮

**કવિત**—પંથન કીત પલ મનોરથ રથની કે, કેસોદાસ જગમગ જેસેં ગાયે

ગીતમે'; પવન વિચાર ચક્ર ચક્રમની ચિત ચઢી, ભૂતલ આકાશ ભમૈ ધામુ જલ સી-તમે'; કૌલા ગએ થીર વપુ વાપી કૂપ સર સમ હરિ વીનું કીને બહુ વાસર વીતી-તમે; ગ્યાન ગિરિ ફૌરી તૌર લાજત રૂ જાઈ મીલું આપહી તૈં આપ ગાજ્યૌ અ-પનિધિ પ્રીતિતે. ૧૯ અર્થ— નાયકા સખી પ્રત્યે કહેછે કે હે સખી મ-નોરથ રૂપીયો રથ તે પંથને વિશે થાકતો નથી, જગ મગ ચાલ્યો જાય છે. કે-શવદાસ કહે છે કે જેવો વાયુ રૂપી જે વિચાર કહેવાય છે તે રૂપી પઈડાં ઉપર ચિત્ત ચડ્યું તે આકાશ અને ભૂતળ કહેતાં પૃથ્વિતલ એ સઘળે ભમે છે. સખી શ-રીરને સ્થિર કયાં લગે રાખું? વાવ્ય તથા કુવા તથા તળાવના પાણીની પેઠે હરિ વિ-ના મેં અનેક દહાડા એમ નિર્ગમ્યા. અને જેમ વાપી તથા કૂપ તથા તળાવનું પા-ણી જેમ થંભ્યુ રહે તેમ હું પણ અનેક દહાડા લગે થંભી રહી. હવે તો નદિના પાણીના પૂરની પેઠે જ્ઞાન રૂપીઆ ગિરિ જે પર્વત તે ફોડીને વળી લજ્જા રૂપિયું તર-વર ભાગીને નદિ જેમ સમુદ્રને મળે તેમ હું પિયુ તમનેજ મળી. ૧૯

अथ श्री राधाजी ते प्रभुजी प्रत्ये कहे छे.

**સવૈયો**—જાત ભઈ સંગ જાત લૈ કીરતિ કેશવ હે કુલ સૌહત ફુટ્યૌ; ગર્વ ગયૌ ગુન ચોવન રૂપકો પુન્યહિસું તૌ પલહી પલ ખુટ્યૌ, કાન તિહારિ અયાનિ કિયે કહું લાજ કૌ નીક દૈ ના તોઇ તુટ્યૌ; છાંડ્યૌ સબૈ હમ હેરી તુમ્હે તુમ્હપે તન કૌ કપેટા નહી છુટ્યૌ. ૨૦ અર્થ—શ્રી રાધાજી કહેછે કે હે હરિ તમે અમારી વાત સાંભળો. હે હરિ અમે અમારી જાત જતી મેલી. તે સાથેથી કીરતિ પણ જ-તી રહી. અને કુળ સંગાથે હેત હતું તે પણ ટળ્યું. અને ગુણ તથા રૂપ તથા ચોવન તેનો જે ગર્વ હતો તે સઘળું ગયું. અને પુન્ય પણ સઘળું ખુટ્યું. કાના તમારા સમ ખાઇને કહુંછું કે જે લાજને સાથે નાતો હતો કહેતાં લાજને સંગાથે સગાઇ હતી તે પણ તુટી. એટલાં સઘળાં વાનાં તમારા મોં સામુ જોઇને જતાં મેલ્યાં. પણ તમારા મ-નમાંથી લગાર માત્ર પણ છળ કપટ ગયું નહીં. ૨૦

**દુહો**—અધિક અનુઢા લાજતે, પિયુપેં જાઇ ન આપ; કહ્યું હું કરિ સખિ યેં કહે, તાકે ઉરકે તાપ. ૨૧ અર્થ—અનુઢા નાયકા લાજ પોતાની મુકીને પિયુ પાસે જાય નહીં અને જો કોઇ સખી કહે કે તું ગઇ હતી તો તેની બીકે હૈયું તપે. ૨૧

अथ श्री दुतिकाको वचन हे.

**સવૈયો**—જાને કો કેશવ કોને કહ્યો કબ કાંન હમારે હીંડોરહિ ઝુલૈ; પાનન ખાઇ ન પાનિ પિયે તબ તેંહ ભરિ લોચન લેન સમૂલે; જાણી નહી ચલિ વેગ ખુ

લાઈ લ્યો લેહું શકે ખી કહા યહ ભૂલે; જાન તુંહો યહ કામ કલી કુમલાઇ ધગ બહુરયો ફીરિ ફુલે. ૨૨ અર્થ—એક સમાને વિષે સખીયે નાયકાને હસતાં હસતાં કહ્યું જે વાહ, આજ શ્રામ સંગાથે હીંડોલા ખાટે હીંચતાં ઝુલતાં હતાં. ત્યારે કહ્યું જે કોણ કહેછે, અમારે હીંડોલે કોઇ ઝુલ્યા નથી. એમ કહીને રોવા માંડ્યું, પાન તાંબુલ કાંઇ પણ ખાય નહીં, પાણી પીયે નહીં; ત્યારે સખીએ નાયકને કહ્યું જે મહારાજ ઉતાવળા છો. એોવારણા લઇ એની આસના વાસના કરો. અને સમજાવો, અમે તો સેહેજ કહ્યું. તે તમે જાણોછો, એ સ્ત્રી ફુલની કળી સરખી કોમળ તે કરમાઇ જાય એટલે એ કાંઇ ફરીને ફુલે! ૨૨

अथ श्री प्रथम मिलनस्थानानी तस्य वर्णन.

દુહો—જની સેહેલી ધાઇ ઘર, સુને ઘર નીસીચાર; અતિ ભય ઉત્સવ વ્યાધિ મેસ, ત્યો તે વિપન વિહાર. ૨૩ અર્થ—નીચેનાં સ્થાનકે પ્રથમ મેલાપ થાય! જની કહેતાં દાસીને ઘેર, સહેલી તે સઇયરને ઘેરે, ધાઇ તે દાયને ઘેરે, સુનાં ઘરમાં, રાત્રે રમતાં હોય ત્યાં, અતિ ભયમાં, ઉત્સવ હોય ત્યાં, દુઃખ વ્યાધીને વિષે, જમણવારમાં, વનમાં જાવું હોય ત્યાં, અને સરોવર કાંઠે એટલાં ઠેકાણામાં પ્રથમ મેળાપ કરવો હોય તો તે થાય. ૨૩.

पुनः

દુહો—ધનહી ઠોરે હિત યહે, પ્રથમ મિલિન સંસાર; કેશવરાજા રંક કાં, કરી રખ્યો કિરતાર. ૨૪ અર્થ—કેશવદાસ કેહેછે પ્રથમ મળવાનાં અગીઆર સ્થાનક છે તે રાજાને તથા રંકને અર્થે કીરતારે કરી રાખ્યાંછે.

अथ श्री जनीके घरको मेलाप कथ्यते.

કવિત—વિષકે કુમારીકાકો વ્રજકી કુમારી કાની, માઝી સાંઝી કેસોદાસ ત્રાસ પગ પેલકે; કામ કલી તાસી ચલ પ્રેમપાસ સી અમલ, રાધિકા કો બુદ્ધિબલ કંઠ ભુજ મેલકે; દોરી દોરી દુરી દુરી પુરી અભિલાષ લખ, લાખલા ખભાતિકે અનુપ રૂપ કેલીકે; જાનીકે અજાણી આજુ રજની મેં સજની રીસાચી કીની સ્યામ ચોરમી હચની એલીકે. ૨૫ અર્થ—એક સમાને વિષે રાધીકાજી સખી સંગાથે જનીને આંગણે આંખ મીચામણી રમે છે ત્યાં કેસવરાય કુમારીકાનું રૂપ ધરીને બીહકને માથે પગ દેઇને કુમારીકામાં રમવા લાગ્યાં છે. તેવારે કામની કળી સરીખી એવી જે નિરમળ જે હરિની બાંહી તે બુદ્ધિબળે કરીને રાધાજીના કંઠમાંહી મેલીને કહ્યું જે હું એણે ઠામે છુપું છું. ત્યાં અને સોધતાં સોધતાં આવજો એમ કહીને

પોતે દોડી દોડીને વેગળા ગયા. પછે રાધાજી પણ સોધતાં સોધતાં ત્યાં ગયાં. ત્યાં હરિએ સઘળો મનોરથ સંપુર્ણ કીધો અને અનેક અનેક ભાતિની ક્રીડા કીધી. પછી પોતાની ખાસ સખી હતી તેણે રાધાજીને કહ્યું કે હે સખી આજ જનીને આંગણે શ્યામચોર સાથે તમે ખરી આંખ મીચામણી રમ્યાં. ૨૫.

अथ श्री सहेलीके घरको मिलन.

કવિત—નૈનનીકે તારનીમૈ રાખ્યૌ પારે પુતરીકે, મુરલી જયોં લાઈ રાખ્યો દસન વસનમેં; રાખ્યૌ ભુજ બીચ બનમાલી વનમાલા કરી ચંદન જો ચતુર ચડાઈ રખ્યૌ તનમેં; કેસોરાય કળ કંઠી રખ્યૌ કરી કંઠ લાકે, કરમ કરમ ક્યોંહું આનીહે ભવનમેં; ચંપક કલીસી કાન સુંઘી સુંઘી દેવતા જ્યોં લેહું મેરે લાલ ઇને મેલ રાખ્યૌ મનમેં ૨૬ અર્થ—સખી શ્રી પ્રભુજી પ્રત્યે કહે છે જે હે મહારાજ આ નાયકાને આંખના તારા માંહે કીકી રહે છે એમ રાખજો અથવા મોરલીને જેમ અધરને વીશે રાખો છો તેમ રાખજો. હે ચતુર ચંદન જેમ શરીરે ચંડાવી રાખો છો તેમ રાખજો. હે કેશવરાય જેમ કંઠને વીશે કંઠી રાખો છો તેમ રાખજો. તમારા કર્મને યોગે હું અનેક કર્મ કરીને અહીં સુધી લેઇને આવું છું. હે કૃસ્ન ચંપકની કલીને દેવતા શુંઘલાને રાખે છે તેમ મનમાં મેલીને રાખો. ૨૬

अथ धाइके घरको मीलाप है,

કવિત—હસત ખેલત ભેલું મંદ ભઈ ચંદ દુતી કહન કહાની અરબુઝત પહેલી કાલ; કેસોદાસ નીંદ બસી અપને અપને ઘર, હરે હરે ઉઠી ગયે બાલીકા સકળ બાલ; ઘોર ઉઠે ગગન સઘન ઘન ચીહું દીસી, ઉઠી ચલે કાન ધાઇ બોલી ઉઠી તીહી કાલ; આધી રાતી અધીક આંધેરી માંહી કેસે જેહો, રાધીકાકી આધી સેજ સોઇ રહો પ્યારે લાલ. ૨૭ અર્થ—એક સમાને વિશે અનેક ગોવાળીયાના બાળક બાળકી સઉ રાધાની ધાઇને ઘેર રમતાં હતાં. રમતાં રમતાં ચંદ્રમાની કાંતી મંદ થઇ તેવારે કહાણી કહેવા માંડી. પછે પહેલી શમસ્યા કહેવા માંડી. કેશવદાસ કહેછે કે સૌ તથી પોત પોતે નિદ્રાને વશ થયાં. ત્યાંથી પોત પોતાને ઘેરે હળવે હળવે ઉઠી ગયાં. તેરે સઘ મેઘ આંધારી આવ્યો. તે વારે કાન્હ ઉઠીને ચાલ્યા, ત્યાં ધાઇ બોલી કે હે મહારાજ અરધી રાત્રી ગઇ છે અને અઘોર અંધકાર થઇ ગયો છે ને એવામાં એકલા તમે ક્યાં જશો? રાધીકાની અરધી સઇયામાં એક કોરે સુઇ રહો. ૨૭

अथ सुंने घरको मीलाप है.

કવિત—દેખાતહું ચિત્ર સુની ચિત્રસાલા બાલા આજ રૂપ કીસી માલા રાધા રૂપકી સુહાએરી; નેપુરકે સુરની અનુપ રૂપ તાને લેત, પદ તલ તાલ દેત અતિ મન ભાયેરી; એસેમેં દિખાય દીની આલીકા કુંવર કાન, જેસે ભયે ગાત તેસે જાત ન

બતાયેરી; કેસોદાસ કહેરીરી અલજ સલજ સૈ દ્વે, જલજસે લોચન જલદસે દ્વૈ આયે- રી. ૨૮ અર્થ—એક સમાને વિશે ચિત્રશાળા સુની હતી તેવારે ત્યાં ચિત્ર જોવાને અર્થે રાધાજી ગયાં, તે રાધાજી કેવાં છે તો જાણે જે રૂપનીજ માલા છે અને અ નેક શૃંગાર કીધા છે. વળી પોતાનું આપ ગમે છે. ને સંગીત વિદ્યા જાણે છે. ને પોતે નૃત્ય આરંભ્યું છે. ઝાંઝરના ઝમકાર થઈ રહ્યા અને પગતળારૂપ તાલ વાગે છે.એમ મનને સુહાવતાં તેવામાં ઓચીંતાં આવીને કાન્હે દેખા દીધી. કેશવદાસ કહેછે કે કાન્હ દીઠા પછી ગાત્ર નરમ થઈ ગયાં કે કાંઈ કહેવાય નહીં. અને અ- લજ જે આંખ તે પણ સજળ થઈ ગઈ, તે જલજ જે કમળ તેના સરખી અને જલદ જે મેઘ તે સરખી આંખ્યો થઇ. ૨૮

अथ निसिचरकौ मीलनौ.

सवैयो—એક સમે સબ દેખતું ગોકુલ ગોપિ ગોપાલ સમૂહ સિધાયો; રાતિ આઈ ચલે ઘર કૌ દશહુ દિશ મેઘ મહા ચઢિ આયો; દુસરો બોલ તઉ સમુજે જગ કેશવ યો છિતિ મે તમ છાયો; એસેમે શામ વિયોગ વિલકૈ લઈ ઉર લાઇ કિયો મન ભાયો. ૨૯ અર્થ—એક સમાને વિશે ગોપી ગોવાળ સમસ્ત ગોકુળ જોવાને અર્થેજ આવ્યાં છે તે જોતે જોતે રાત્રી પડી એટલે સરવે આપ આપણા ઘર તરફ વળ્યું. તેવામાં મહા મોહોટો મેઘ ચડીને આવ્યો. તેથી મહા અંધ કાર થયો. પાસે ઉભાજ કોઈ દેખે નહીં. બોલે ત્યારે જાણે. એવું અંધારૂં થયુંછે. કેશવદાસ કહે છે કે ક્ષીતિ જે પૃથવી તેને વિશે અંધકાર વ્યાપી રહ્યો છે. તેવે સમેપ્રભુજી આવીને રાધાજીને અતિ હરખે મળ્યા. ત્યાં કંઠે લગાવીને પોતાના સરવે મનોરથ પરી પૂર્ણ કીધા ને બીજાને વિદાયગીરી દીધી. ને આનંદ થયો છે. ૨૯

अथ भयकौ मीलन कथ्यते.

कवित—જાને આગી લાગી વૃષભાનકે નિકટ જાન દોરી વૃજવાસી ચઢે ચિહું દિસિ ધાઈકે; જીહાં તીહાં સૌર ભારી ભીર નર નારીનકી, સબહીકી છુટી ગઇ લાજ હાઈ ભાઇકે; એસેમેં કુંવર કાન સારો સુઆ બાહીરકે, રાધે જ્યું જગાઈ ઓર જુવતી જગાઇ કે; લોચન વિશાલ ચારૂ ચિબુક કપોલ ચુંબી, ચલો કેસી માલ લાલ લેઇ ઉર લ્યાઇકે. ૩૦ અર્થ—એક સમાને વિશે વૃષભાનના મહેલના ઢુકડી પાસેજ આગ લાગીછે તે જાણીને વૃજવાસી સરવે દોડીને આવ્યાં ને ચાર દીશાએ ચડયાં. જ્યાં ત્યાં બકોર થઇ રહ્યો. નર તથા નારીની ભીડ ઘણી થઇ. ઘર માંહીથી સરવે વસ્તુ વાનાં તે બહાર કાઢવા માંડયાં, એવામાં કાન કુંવર આવીને સાર જે મેના ને શુક જે પોપટ બેને બાહર કાઢયાં અને રાધીકાને પણ જગાડી. વળી બી- જી પણ સુતી હતી તેને પણ જગાડીને કહ્યું જે આગ લાગી છે. તે વખતે તેઓ

જ્યાં ત્યાં નાસી ગયાં તે વારે વિશાળ છે લોચન ને મુખ તેને વિશે ચુંબન કરીને ચંપાની માળા સરીખી જે રાધા તે કંઠને વિશે રાખી એમ પ્રથમનું મળવું થયું. ૩૦

## अथ उत्सवको मीलनहै.

કવિત—બલકી બરસ ગાંઠી તાકી રાતી જાગી વેકુ, આઇ વૃજ સુંદરી સવારી તન સૌનોસો; કેસોદાસ ભીર ભઇ નંદકે મંદીરની મધ્ય અધ, ઉરધ વેરયો ન કહુ કોનોસો, ગાવતી બજાવતી નાચતી નાના ભાતિ કરી જીહાં તીહાં ઉમંગતી આનંદકા ઔનસો; શામકી અકેલી સેજ સોવતીહી રાધીકાજુ સોય આની સાંવરે ઉમાન મલી ગૈનોસો. ૩૧ અર્થ—એક સમેને વિશે બળદેવજીની વરસ ગાંઠ હતી તેથી રાતરે નંદજીએ ઉત્સવ કીધો. ત્યારે વૃજવાસી નારી સઘળી શૃંગાર સજીને રાતરે જાગવાને આવ્યાં છે. કેશવદાસ કહે છે કે નંદજીના ઘરમાં ભીડ થઇ, હેઠળ પણ તેટલી ભીડ કોઇ ખુણો ખાલી રહયો નહીં. તે ઠામે ઠામે ગાય છે, નાચે છે, વગાડે છે. અનેક રૂપે કરીને નૃત્ય કરે છે. જ્યાં ત્યાં આનંદ વરસે છે. નૌઔનો કહેતાં કોઠીના દાણાની પેઠે. જેમ તે કોઠીનું સાણું ઉઘડે અનનો ઢગ થાય તેમ અહીં આનંદનો ઢગ થયો છે. તે સમાને વિશે શામજીની સજ્યા સુની હતી ત્યાં રાધાજી સુતાંછે. ને પાછળથી પ્રભૂજી આવ્યાછે તે મનમાં ગૈનો કહેતાં પ્રથમ મળવું માની લીધું. ૩૧

## अथ व्याधी मीषको मलाप.

સવૈયો—સૌધિન દાન નિદાન દિયે ઉપચાર વિચાર કિયે નંદ રાની; વેદકે સાસન વ્યાધિ વિનાશન હોમ હુતાસનહુ નહિ રાની; કેસવ ક્યું હો ચલ્યૌ બલ બોલત દીનિ જાઇ વ્રખ ભાનકિ રાની; આઇ હો મેટિ મરો કરિ કે હુતા ઉનકે યહ પીર પરાની. ૩૨

અર્થ—એક સમાને વિશે રાધાજીના પેટ માંપિડ થઇછે. ત્યારે ઘણા ઘણા ઉપચાર કીધા પણ મટયું નહીં. ત્યારે વૃષભાનની સ્ત્રી નંદજીને ઘેર ગયાં ને જઇને જસોદાજીની પાસે ઠાકોર બેઠાછે ત્યાં આવીને કહેછે જે રાધિકાને સરીરમાં સબલ વેદના છે તેનું નિદાન જોઇને બ્રાહ્મણે કહ્યાં તે દાન દીધાં. બીજા પણ અનેક ઉપચાર વિચાર કર્યા. વળી વેદની આજ્ઞાએ રોગ નાસવાને અરથે જે જે હોમ છે તે કરતાં પણ હું હારી નહીં. હે કેસવ તમે કોઇ પ્રકારે ત્યાં આવો તો હું તમારો ઘણો ઉપકાર માનીશ. એ પ્રમાણે દીન થઇને વ્રષભાનની સ્ત્રી બોલેછે, તમે લગારેક આવ્યા હતા ને કાંઇક ઉપચાર કીધો હતો તેથી પીડા

સાંસતી થઇ હતી, પણ તમે ગયા પછી હે કહાન જેમનું તેમ થાયછે. ૩૨

## અથશ્રી નોતરાકો મીલાપ હૈ.

**કવિત**—ન્યોતીકે બુલાય હોતી બેઠી વૃષભાન જુકી, વેકું જસોદા રાની આની હે સિગારકેં; ભોજનકે ભવન વિલોકવેકું પાન ખાત ઉપર એકેલી ગઇ આનંદ વિચારીકેં; દેખતી દેખતી હરિ ભાવ તેકુ ભાગી દેખી દોરી ગઇ ગ્વાલ એસી વીની ડારી ડારીકેં; બેઠી ભેરી અંક મન ભાયો કરી છાંડયો મુખ્ય કેશરી સૌ ભાંઉચો લેઇ બેસર ઉતારી કેં. ૩૩ અર્થ એક સમાને વિશે વૃષભાનની બેઠી તે શ્રી નંદજીને ઘેર જમણવાર હતી તે શૃંગારીને જસોદાજી જમવાને તેડી આવ્યાં. તે સમાવિશે ઠાકોરજીએ જમવાના ઘરમાં જઇને બેઠા બેઠા પાન ખાતા રાધાજીને જોવાને બેઠાછે. ત્યાં રાધાજી ઉપર જોવાને એકલાં ગયાં. આનંદથી માંહે ગયાં ત્યારે મન ગમતાને દેખીને પાછી ભાગી. ત્યારે પ્રભુએ પણ દોડીને ચોટલો ઝાલ્યો. તે જાણે એ સર્પજ છે એમ પકડીને ઘણા હેતથી આલીંગન દેઇ મન ગમતું કરીને તૃપ્ત થઇને મુકી પછી કેસરની આડ કરીને નાકમાંથી વેસર કાહાડી લીધી. ૩૩

**સવૈયો**—દેહરી કાલ્હી ગઇ કહીં દેત પસારી હુઉ લીભરો કુનિ કૂટી; છાંડયો નહી મગ છોકુ નયાયેં ઘુડાય વિલોકિનિ લાજ લપેટી; વાત સંભારિ કહોં સુનિહો કોઉ જાનતિહો યહ કોનકી બેટી; જાનતિ હોં વૃષભાનકિહે પર તોહી ન જાનત કોનકી ચેટી. ૩૪ અર્થ—એક સમાને વિશે રાધાજી સખી સંગાથે વનમાં ગયાં હતાં ત્યાં ઠાકોર સામા મળ્યા તેમણે કહ્યું કે કાલે આવવું કહી ગયાં હતાં તે આવ્યાં નહીં તો ગળામાં પટકો બાંધીને ઓળો પાથરો તો જાવા દેઉ. ત્યારે રાધાજી તો ઘુંઘટો કહાઢી ઉભાં રહ્યાં. તે વારે સખીએ કહ્યું જે અમારો મારગ મુકો. ત્યારે ઠાકોરે કહ્યું જે જો ઘુંઘટો છોડીને લાજ મુકીને મનુહાર કરે તો મારગ મુકું. ત્યાંહાં સખીએ કહ્યું કે મોહોડે સંભાળીને બોલો, કોઇ જતો આવતો સાંભળશે. તમે જાણો છો! એ કોણ છે! એ કેની બેટી છે! એ જેવી તેવી છે! એ તો મહોટા માણસની છોડી છે. ઠાકોર કહે એ તો હું જાણુંછું કે તે વૃષભાનની બેટીછે. પણ હું નથી જાણતો કે તું કોની ચેટી છે. તે તું કોની છોકરી છે. ૩૪

## અથ સરોવરકો મીલન તે કહેછે.

**સવૈયો**—હરિ રાધિકા માનસરોવર કે, તટ ઠાડેહે હાથશું હાથ દિયે, પિયકે સિર પાગ પ્રિયા મુગતા જટ છાજતિ માલ દુહુકે હિયે; કહિ કેશવ કાછ નિસેત એસી

સવહીતનુ ગંદન ચીત કિયેં; નિકસે છિત છીર સમુદ્ર હુલે સંગ શ્રીપતિ માનહુ શ્રી લહિયે. ૩૫ અર્થ—એક સમાને વિશે શ્રી ક્રસ્ન અને રાધાજી બે માન સરોવર ને કાંઠે હાથો હાથ વળગાડીને ઉભાંછે, ને પ્રભુજીને માથે પાઘ બીરાજ્યમાન છે ને રાધાજીને માથે વાળેવાળે મોતી પરોવ્યાં છે. બેહુને કંઠે બહુ સુંદર બધે માળા બિરાજે છે, પ્રભુજીએ શ્વેત વસ્ત્રનો કાછ ભીડયો છે. અંગના વિશે ચંદનના ઉગટણાં કીધાં છે. તે કહેવાં દીસે છે તો જાણીએ ક્ષીર સમુદ્ર માંહીથી નીકળ્યા એવા જે શ્રી વિસ્નું તે લક્ષ્મી સહીત ઉભા છે. ૩૫

अथ जलवीहारको मीलन.

સવૈયો—રૂત ગ્રીષ્મકી પ્રતિ વાસર કેશવ ખેલતિહે જમુના જલમેં; ઈત ગોપ સુતા ઈહ પાર ગોપાલ વિરાજતિ ગ્વાલનિકેં દલમેં; અતિ બુડતુંહે ગતિ મીન નિકી મિલી જાય ઉઠે અપને થલમેં; ઈહ ભાંતિ મનોરથ પુર દોઉ જન દુરિ રહે છબિ સોં છલમેં. ૩૬ અર્થ—એક સમાને વિશે ગ્રીષ્મ રૂતુંમાં ઉનાળાના દીવસમાં સહુગોપી ગોવાળ મળીને જમુનાંના જળમાં ખેલવાને ગયાં છે. ત્યાં એક તરફતી ગોપીઓનું સઘળું ટોળું જળમાં ક્રીલે છે. એક પાસે સઘળા ગોવાળીયા ક્રીલે છે, વળી ગોપીઓની સાથે રાધાજી ને પેલી તરફથી પ્રભુજી પણ માછલાની પેઠે જળમાં ડબકી મારીને બેઉ જણ એકઠાં થયાં ત્યાં પોતાના મનોરથ સંપુરણ કરીને પાછાં બે જણાએ ડબકી મારી ને પ્રભુજીએ ગોવાલીયામાં આવીને માથુ કાઢયું, ને શ્રી રાધાજીએ ગોપીઓ વચે આવીને માથું કાઢયું, પણ તે કોઈએ એમ ન જાણ્યું કે એ કયાંહાં હતાં. ૩૬

દુહો—ઈહિ વિધિ રાધા કૃષ્ણકો, વરન્યો મિલન વિશેષ; કેશવદાસ વિલાસ બહુ, બુધબલ લીનહુ લેષ. ૩૭ અર્થ—કેશવદાસ કવી કહે છે કે મેં એ પ્રકારે કૃસ્ન રાધાજીના મીલન સ્થાનક વર્ણવ્યાં, બીજાં બુદ્ધિ બળવંત કવીશ્વર હોય તેઓએ આ મહારા કાલા વાલા માની લેવા. ઈતિ પર ક્રીયા છંદસ્ય. ૩૭

पुन:

દુહો—ઔર જ્યું તરૂની તીસરી, કયૌ વરન્યો ઈહ ઠોર; રસમેં વિરસન વરનિયેં, કહત રસિક સિર મોર. ૩૮ અર્થ—કેશવદાસ કહે છે જે ત્રીજી નાયકા જે સામાન્યા તે ઈહાં શું વર્ણવું, મોટા મોટા કવિશ્વર એમ કહી ગયા કે છે તે રસમાં પોહોચી શકાય નહીં. ૩૮.

દુહો—એ સબ જીતની નાયકા, બરની મતિ અનુસાર; કેશવદાસ બખાનિહુ, બુધિબલ આઠ પ્રકાર. ૩૯ અર્થ—કેશવદાસ કહે છે. એ જેટલી જે નાયકા તે-

ટલી મેં મ્હારી મતિ ને અનુસારે વર્ણવી છે. તે એકેકીના આઠ આઠ પ્રકાર જાણવા. ૩૯

ઇતિ શ્રી મન્મહારાજ કુમાર શ્રી ઈંદ્રજીત વિરચિતાયાં શ્રી રસીક પ્રિયાયાં શ્રી રાધા ક્રશ્ન ચેશ્ટા તસ્ય વર્ણનસ્ય નામ્ના પંચમ પ્રભાવ સંપુર્ણ. ૫

---

## પ્રભાવ છઠો.

अथ भाव लछ्नं.

દુહો—આનન લોચન વચન મગ, પ્રગટતિ મનકી વાત; તાહીસોં સબ કહતહે, ભાવ કવિનકી વાત. ૧ અર્થ—આનન કહેતાં મોં, લોચન કહેતાં નેત્ર, વચન કહેતાં બોલવું એટલા ઉપરથી મનની વાત જે હોય તે પ્રગટ દેખાય, તેનું જે નામ તે ભાવ એમ, કવિશ્વર કહે છે. ૧

अथ भाव नाम कथ्यते.

દુહો—ભાવ સુપંચ પ્રકારકે, સુનિ વિભાવ અનુભાવ; સ્થાઈ સાત્વિક હેતુહે, વિભચારી કવિરાય. ૨ પુનઃ અર્થ—તે ભાવ પાંચ પ્રકારનાછે. એક વિભાવ, બીજો અનુભાવ, ત્રીજો સ્થાઈ ભાવ, ચોથો સાત્વિક ભાવ, પાંચમો વિભચારી ભાવ. ૨

अथ श्री. विभावस्य लछ्नं कथ्यते.

દુહો—જીનતેં જગતર અનેક રસ, પ્રગટ હોત અનયાસ; તિનસોં સુમતિ વિભાવ કહિ, વરનત કેશવદાસ. ૩ અર્થ—જે ભાવ થકી અનેક રસ ઉપજે, અનાયાસેં પ્રગટ થાય, કેશવદાશ કહે છે કે મોટા કવિ તેને વિભાવ કહે છે. ૩

पुन.

દુહો—સો વિભાવ દ્વૈ ભાતિકો, કેસોરાય બખાનિ; આલીપબન ઈક દૂસરો, ઉદીપન મનુ માનિ. ૪ અર્થ—તે વિભાવ બે જાતનો છે. એક આલીપબનને બીજો ઉદ્દીપન. ૪

દુહો—જીન્હે અતનું અવલંબિયત, સો આલિંપબન જાનિ; જીનતેં દીપત હોત હે, સો ઉદીપન બખાનિ. ૫ અર્થ—કેશવદાસ કહે છે કે અવિલંબન તેને કહીએ કે જેને રસ અવિલંબી રહે અને જેથી રસ ઉપજેછે, તેને ઉદ્દીપન. ૫

अथ आलींबन स्थानस्य वर्णन.

છપય—દંપતિ યોવન રૂપ, જાતિ લછ્ન જુતિ સખિ જન; કો કિલ કલિત

વસંત, ફુલ ફલ દલ અતિ ઉપબન; જલચર જલ જુત અમલ, કમલ મધુકર કમલાકર; ચાતુક મોર સુશબ્દ, તડિત ધુંનિ અંબુદ અંબદ; સુભ સેજ દીપ સગંધ ગ્રહ પાન ગાન પરિધાન. મનો નવ નૃત્ય ભેદવી નાદી સબ ૬ અર્થ—દંપતી જે સ્ત્રી ભરતાર યૌવંન રૂપ જાતી જુત લક્ષણ જુત. સખીજન, કોકીલાના શબ્દ, ફુલ ફલ વસંત ફુલ્યોછે. અલી જે ભ્રમર, ઉપવન કહેતાં વાડી, જલચર જે મીન કહેતાં માંછલા તેણે યુકત છે. નિર્મલ જલ, કમલ, મધુકર જે ભ્રમર તેણે યુકતછે. તે કમલના સમુહ ચાતુક કહેતાં બપૈયો મોરના શબ્દ તડીત કહેતાં વીજળી ઘન પણ ઘણો. અંબુ જે મેઘા. ડંબર જે આકાસ, સુભ સારી સેજ, દીવો, સુગંધ, ઘર સુંદર, ખાવા પીવાની વસ્તુ તથા પહેરવાની વસ્તુ સુંદર, મણી, નવા નવા પ્રકારની જાતીના નૃત્યભેદ, વીણા આદી વાજીત્ર, કેશવ કહેછે એટલાં સર્વ આલીંપબન કહેવાયછે. ૬

अथ अत्र उपदीपन.

દુહો—અવલોકતિ આલાપ પરિ, રંભન, નખ રદ દાન; ચુંબનાદી ઉદ્દીપ હે, મર્દન સ્પર્શ પ્રમાન. ૭ ચાર પ્રકારથી કામનું ઉદીપન થાય તે ચાર નીચે પ્રમાણે બોલથી, આલીંગનથી, નખક્ષત થકી, ચુંબન થકી, સ્તન મર્દન થકી, સ્પર્સ કર્યા થકી એટલે ઠેકાણે કામનું ઉદીપન થાય. ૭

अथ श्री अत्र अनुभाव वर्णन कथ्य ते.

દુહો—આલિપંબન ઊદીપકે, જે અનુકરનું બખાનિ; તે કહિ જે અનુભાવ સબ, દંપતિ પ્રીતિ નિધાન. ૮ અર્થ—આલીપબન તથા ઉદ્દિપન તેનું જે અનુકર્ણ કહેતાં સામગ્રી તેને અનુભાવ કહીએ. ને દંપતી જે સ્ત્રી ભરથાર તે પ્રીતિનું નિધાન છે. ૮

अथ स्थाइ भाव.

દુહો—રતિ હાંસી અરૂ સોક પુનિ, ક્રોધ ઊત્સાહ સુજાન; ભય નિંદ્યા વિસ્મય સદા, સ્થાઈ ભાવ પ્રમાન. ૯ અર્થ—રતિ કહેતાં પ્રીતિ, હાશ્ય કહેતાં હાંસી, શોક, ક્રોધ, ઉત્સાહ, બીહીક, નિંદ્યા, વિસ્મય, શાંતી એ સ્થાઈ ભાવ કહીએ. ૯

अथ अत्र सात्विदुभाव कथ्य ते.

દુહો—સ્થંભ સ્વેદ રોમાંચ સ્વિર, ભંગ કંપ વૈવર્ણ્ય; અસુ પ્રલાપ બખાનિજે, આઠો નામ ન અન્ય. ૧૦ અર્થ—સ્તંભ, જડતા, સ્વેદ કહેતાં પરશેવો, રોમાંચ કહેતાં ઉકલાટ, સ્વરભંગ, કંપવૈવર્ણ કહેતાં શરીર ફરી જાય, આંસુ કહેતાં આંસુ પડે ને પ્રલાપ થાય એમ એ આઠ નામ સાત્વિક ભાવ કહીએ. ૧૦

अथ व्यभिचारी भाव.

દુહો—ભાવ જ્યું સબહી રસનિમેં, ઉપજત કેશવ આઇ; વિના નિયમ તાસૈ કહત, વિભચારી કવિ રાઇ. ૧૧ અર્થ—સઘળા એ રસમાં ભાવ ઉપજે તેને વ્યભિચારી ભાવ કહીએ. જેને કશો નિયમ નથી તેને વ્યભિચારી કહીએ. ૧૧

अथ नाम कथनं.

દુહો—નિર્વેદ ગ્લાની સંકતા, આલસ દૈન્ય અસુ મોહ; સ્મૃતી ધૃતિ વ્રડા ચપલતા, શ્રમ મદ ચિંતા બોહ. ૧૨ અર્થ—નિર્વેદ કહેતાં ઉકલે નહિ, ગ્લાન કહેતાં આશંકા, શંકા તે વહેમ, આળસ કહેતાં મોહો દીનપણું, મોહ તે અજ્ઞાન, સ્મૃતિ તે સંભારવું, ધ્રતિ તે ધિર્ય, વ્રડા તે લજ્યા, ચપલતા તે ચંચળપણું, શ્રમ તે આશ્રમ કરીએ. મદ તે મદોન્મતપણું, ચિંતા તે ઊચ્ચાટ, કેહેતાં અશુદ્ધપણું.

पुन:

દુહો—ગર્વ હર્ષ અર વેગ ધ્રુતિ, નિદ્રા નિંદ્ર વિખાદ; ઊત્કંઠા જડતા સહિત, સ્વપ્ન પ્રબોધ વિવાદ. ૧૨ અર્થ—ગર્વ કહેતાં અહંકાર, હર્ષ તે રલિયાતપણું, વેગ તે માથાની વેદના, નીંદ્રા, નીંદ્ર તે ઊંઘવું, વિખાદ તે દુઃખ પામવું, જડ તે જડતા, મુરખપણું, ઉત્કંઠા તે ઇચ્છા કરવી, સ્વપ્ન કહેતા શમણું, બોધ કહેતાં જાણવું, વિવાદ તે વાદ કરવો. ૧૩

દુહો—અપસ્માર, અતિ ઉગ્રતા, ત્રાસ, તર્ક અતિ વ્યાધિ; ઊન્માદ મર્ણ ભય, આદિદે, વિભચારી યુત આધિ. ૧૪ અર્થ—અપસ્માર કહેતાં કસી, અતિ ઊગ્રતા કહેતાં મોટાઇપણું, ત્રાસ તે બીહીક, તર્ક કહેતાં વિચાર, વ્યાધિ કહેતાં દર્દ, રોગ ઉન્માદ તે સન્નીપાત, મર્ણ, આધી કહેતાં માનસી પીડા એ સર્વ એ આદે દેઇને વ્યભિચારી ભાવ જે છે તે કહ્યા. ૧૪

अथ हावस्य लछनं.

દુહો—પ્રેમ જ્યું રાધે ક્રશ્નકો, હૈં તાતે શૃંગાર; તાકે ભાવ પ્રભાવતેં, ઉપજત હાવ વિચાર. ૧૫ અર્થ—શ્રી રાધા ક્રશ્ન તેના પ્રેમ થકે શૃંગાર રસ ઉપજેછે તેને હાવ કહેછે. ૧૫

अथ वाहव नामानी.

દુહો—હેલા, લીલા, લલિત, મદ, વિભ્રમ, વિન્હત, વિલાસ; કિલ કિંચિત, વિછીત અર, કહી વિદ્યાકો પ્રકાસ. ૧૬ અર્થ—હેલા, લીલા, લલીત, મદ, વિભ્રમ, વિન્હત, વિલાસ, કિલ, કિંચીત, વિછીત અને વિદ્યા એ વાહવનાં નામ ૧૬

દુહો—આરાપિત કૃનિ કુટ મિત, બોધકાદિ બહુ ભાવ; અપને અપને સુ-

હિબલ, વરનત હે કવિરાય. ૧૭ અર્થ—મોટાઈ, કૃત, મિત, બોધક આદે લઇને જે હાવ તે પોતાની બુદ્ધિએ કરીને કવી વર્ણવે છે. ૧૭

अथ श्री अन्न हेला हाव लच्छनं.

દુહો—પૂરન પ્રેમ પ્રતાપતેં, ભૂલત લાજ સમાજ; સો હેલા તિહિ હરતુ હિય, રાધા શ્રી બ્રજરાજ. ૧૮ અર્થ—પુર્ણ પ્રેમ પ્રતાપે કરીને લાજનો સમાજ તે ભુલી જાય તેને હેલા હાવ કહીએ. તે હેલા હાવે કરીને રાધાજી શ્રીજીનું મન હરતાં હવાં, તેમ શ્રી કૃષ્ણ તે શ્રી રાધાજીનું મન હરતા હવા. ૧૮

अथ श्री प्रियाके हेला हावस्य लच्छनं.

સવૈયો—અવલોકનિ અંકુશ એંચિ અનુપમ, ભ્રૂ ભુજ પાસ ભલે ગલે મેલી; મૃદુ હાશ સુવાસ ઉછાહ મિલી વહ જુન્હકિ જામનિ માંજ એકલી; અધરા રસ પ્યાય કિયે વસ કેશવરાય કરી રસ રીતિ નવેલી; વનમેં વૃષભાન સુતા સુખ હી હરિ કોં હરિ લે ગઇ હેલાઇ હેલી. ૧૯ અર્થ—અવિલોકની તે જે જોવું તે રૂપ અંકુશ તેણે એંચી કહેતાં તાણીને અનુપમ જે ભ્રૃહ તે રૂપ બે પાશને ગળામાં ઘાલીને મૃદુ કહેતાં કોમળ જે હાસ્ય, સુવાસ, સુગંધ, યુકત તેણે કરીને અજવાલી રાત્રીએ એકલી હરિને મળીને અધર અમ્રતે કરીને વશ્ય કીધા એવી નવી રીતિ કરીને વનમાં વ્રષભાનની પુત્રીએ હરિને હેલા હાવે કરીને લેઇ ગઇ. ૧૯

अथ श्रीजीको हेला हाव लच्छनं.

સવૈયો—બેન સુનાઇ બુલાઇ લઇ તબ બૌન બુલાઇ કે ભાંતિ ભલી કોં; ફૂલિ ગયો મન ફુલે વિલોકનિ કેશવ કાનનિ રાસ થલી કોં; રૂપ મહા મધુ પાન કરાઇ કિયો પરિરંભન કામ કલી કોં; હેલા શ્રી હરિ નાગર આજ હર્યો મન શ્રી વૃષભાન લલી કોં. ૨૦ અર્થ—એક સમાને વિશે શ્રી હરિએ મોરલીના સ્વરના વિશે શ્રી રાધાજીને સાદ કીધો. તે મોરલીનો શબ્દ સાંભળી ત્યાંજ મોહ પામવાથી તે ઘર મુકીને વિહવળ થઇને વનને વિશે ગઇ તેને ભલી રીત ભાતે કરીને તેડી લીધી. ને કેશવ કવિ કહેછે જે રાસ સ્થળનું વન તે ફુલ્યું દેખીને શ્રી રાધાજીનું મન ઘણું પ્રફુલીત થયું. ઠાકોરનું રૂપ તે રૂપી જે મધુ તે દ્રષ્ટે પીધું કહેતાં સારી પેઠે જોયું, તેથી પ્રેમ મગન થયાં. પ્રભુજીએ પરિરંભણ કહેતાં આલીંગન દીધું. અને કામ કળા જે રાધા તેના મનોરથ પુર્ણ કીધા. એમ હેલા હાવે શ્રી રાધાજીનું મન હર્યું. ૨૦

अथ श्री लीला हाव तस्य लच्छनं.

દુહો—કરતુ જહાં લીલાનકો, પ્રીતમ પ્રિયા બનાય; ઉપજત લીલા હાવ તહ

બરનત કેશવરાય. ૨૧ અર્થ—કવિ કેશવદાસ કેહેછે કે નાયક નાયિકા જ્યાં લી-લા કરે ત્યાં લીલા હાવ ઉપજે. ૨૧

अथ श्री प्रियाको लीला हाव.

સવૈયો—પાય નિકો પરિવો અપમાન અનેક સૌ કેશવ માન મનેવૌ; જુઠો તં બોલ ખવાઇ બો ખેવો વિશેસ અહુ દિસે ચુંકિ ચિતૈવૌ; ચીરિ કુચિલની ઉપર પો-ઢીવો પાત નિકે ખરકે ભંગિ એવૌ. આંખનિ મુદકે સીખતિ રાધિકા કુંજ તિને પ્રતિકુંજન જેવૌ. ૨૨ અર્થ—પરસ્પર ઠાકોર ઠકરાણીને પગે લાગવું પડે, કોઇક ટાણે અપમાન કરવું પડે, કોઇક ટાણે મનાવવું પડે કોઇક ટાણે એઠા તંબોળ ખાવો પડે અને કોઇક ટાણે ખવરાવવો પડે અને વિશેષે ઘડીએ ઘ-ડીએ ચારે તરફ જોવું પડે. કોઇ વખત કરડી જગ્યા ઉપર સુવું પડે એટલા માટે શ્રી રાધાજી આંખ મીચીને એક કુંજ થકી બીજા કુંજ ઉપર જવું શીખેછે. ૨૨

अथश्री श्रीजीको लीला हाव:

સવૈયો—ઝાંખિ ઝરખનસુ ચડિ ઊંચે અવાસનિ ઉપર દેખતિ ધાવૈ. નિં-દત ગોપ ચરીત્રનકો કહી કેશવ ધ્યાનકે કે ગુન ગાવૈ; ચિત્રત ચિત્રમે આપુનિ પો અવલોકતિ આનંદ સ્યુ ઉર લ્યાવૈ; આગનિ તે ઘરમેં ઘરતે ફિર આંગુન વાસુરકો વિરમાવૈ ૨૩

અર્થ—એક સમાને વીશે પ્રભુજી મેડી ઉપર ચડીને ઝરૂખે ઝાંખી ઝાંખીને જુવે છે ગોવાળીયાના ચરિત્રને નિંદે છે. કેશવદાસ કેહે છે કે ધ્યાન ધરીને રા ધાજીના ગુણ ગાય છે ચિત્રામણમાં પોતે સ્વરૂપ આલેખીને પોતે દ્રસ્ટે જોઇ જોઇ-ને આનંદ પામીને પછે પોતે હઇયા સાથે ચાંપીને આંગણા થકી ઘરને વિશે જાય છે ઘરમાંહથી આગણે આવે છે. એમ એ પ્રકારે દહાડા નિરગમે છે. ૨૩

अथ श्री ललित हाव लछनं.

દુહા—બોલન હસન વિલોકવો, ચલનિ મનોહર રૂપ; જેસે તેસે બરનિ જે, લલિત હાવ મતિ ભૂપ. ૨૪ અર્થ—બોલવું હસવું જોવું મનોહરગતિ જેમ જો-ઇએ તેમ બર્ણવી તેહેને લલિત હાવ કહેછે. ૨૪

अथ श्री स्वामीनीजीको ललीत हाव लछनं.

કવિત—કોમલ વિમલ મન કમલાસી સખિ સાથ કમલ જ્યોં લીને હાથ ક-મલ સનાલકે; નેપુરકી ધુની સુની ભોરે કુલી હંસનકે, ચોકી ચોકી પરે ચારુ ચેટવા મરાલકે; કંચનકે ભાર કુસ ભાર તિશ કુચ ભાર લચકે લચકી જાત કટી તટ

બાલકે; હરે હરે બોલતી વિલોકતી હસતી હરે હરે ચલતી હરતી મન લાલકે. ૨૫
અર્થ—એક સમયને વીશે શ્રી રાધાજી લલીત હાવ કરતાં હુવાં. કોમલ કેહેતાં કુણું વીમલ કેહેતાં નિરમલ એવું મનછે જેનું ને જેના મનમાં લગાર માત્ર મેલ નથી એવી સખી સાથે લીધી છે અને કમલ જે લક્ષ્મી તેની પેઠે કમલ નાળો સહીત લીધી છે. એવી રીતે ચાલ્યાં જાય છે. તે વખતે ઝાંઝરની ધુંની સાંભળીને હંસનાં સરીખી ચાલે છે તેથી મરાલ જે હંસ તેના બચ્ચા જે બાળક, તણે જાણ્યું જે હંસણી હશે એમ વિચાર્યું. અને તે કેશના ભારે કરીને બાલા જે રાધા તે લટક લટક ચાલ્યાં જાય છે. હળવે હળવે બોલે છે. હળવે હળવે હસેછે એ રીતે લાલ જે શ્રી કૃષ્ણ તેનું મન હરે છે. ૨૫

अथश्री पीउजीको ललित हाव लछनं.

**સવૈયો**—ચપલ પટ મોર કિરીટ લસે મઘવા ધનુ સો ભવ હાવતુહે; મૃદુ ગાવત આવત બેનુ બજાવત મિત્ર મયુર ન ચાવતુહે; ઉઠિ દેખિ ભટૂ ભરિ લોચન ચાતક ચિત્તકો તાપ બુઝાવતુહે; ઘનશ્યામ ઘનાઘન વે સુખને જુવને વનતે વ્રજ આવતુહે. ૨૬ અર્થ—એક સમાને વિશે પ્રભુજી વનમાં થકા વ્રજ તરફ આવેછે. તે મેઘ સરીખા દીસેછે, ને પિતાંબર ઓઢ્યું છે તે જાણે એ વીજલી ચમકારા કરેછે. મોર પીછનો મુગટ મસ્તક ઉપર છે તે ઈંદ્ર ધનુષ્યની સોભા સરખો છે. મેઘ થોડો થોડો ગાજે તેમ મૃદંગ વાગેછે. વીણા વગાડે છે, મેઘ દેખીને મોર જેમ નાચેછે તેમ અહીં મિત્ર જે ગોવાલિયા તેને નચાવતા આવે છે. હે સખી લોચન ભરીને જો ચિત્ર રૂપિઓ જે ચાતુક તેના તાપને ઓલવે છે. ઘનસ્યામ જે પ્રભુજી તે ઘના ઘના જે મેઘ તે સરીખા થઇને વનમાંહીથી વ્રજમાં આવેછે. ૨૬

अथ श्री मंद हावस्य लछनं.

દુહો—પુરન પ્રેમ પ્રતાપતેં, ગર્વ ચઢ બહુ ભાવ; તિનકે તરૂન વિકારતે, ઉપજત હે મંદ હાવ. ૨૭ અર્થ— સંપૂરણ ઘણી પ્રીતિ પરસ્પરે, માંહો માંહે ગર્વ ઉપજે તેનાથી યોવનના પ્રતાપથી મંદ હાવ ઉપજે. ૨૭

अथ श्री प्रियाको मंद हाव लछनं.

**કવિત**—છબિ સોં છબિલી વ્રજભાનકિ કુંવરીઆજુ રહી હુતી રૂપ મંદ માન મદ છકીકે; હસી હસી સોહ કરી કરી પાઈ પરી પ્રરી કેસોરાય રાયકી સોં તબ રહી જીય જકીકે; તાહી સમે ઉઠે ઘન ઘોર ઘેર દામની સીધાઇ ઉઠી લગી ઘનશ્યામ તન તકી કે. ૨૮ અર્થ—સખી, સખીની આગળ કહેછે કે હે સખી વૃષભાન સુતા શ્રી રા

ધાજી તે આજ રૂપ ને મદને મદે છાકી રહ્યાં હતાં. તે વખતે માર જે કામ તે થકી સુકુમાર કહેતાં શ્રી કૃષ્ન તે મનાવે છે. ને અનેક રીત ચતુરાઇથી બોલાવી બોલાવીને થાકયા. હસી હસીને, અનેક સમ પગે પડી પડી ને, કેશવ સમ ખાઇને કહે છે કે પોતે હારયા તે સમે ઘનશ્યામ પ્રભુજીની કોટને વિશે વલગી જાણે તે મેઘની ઘટા માંહે વીજલી જેમ શોભેછે તેમ સોભતી હતી. ૨૮

અથ શ્રી જિકૌ હાવ ભાવ કથ્ય તે

**સવૈયો**—મહિ મોહતિ મોહિ સકે ન સખી ચપલાં ચલ ચિત વખાનતિહે; રતિ કીરતિ કચોં હુંન કાનકેરે દુતિ ચંદ્ર કલા ઘટ જાનતિહે; કહિ કેસવ ઔરકિ બાત કહા રમનીય રમાહુન માનતિહે; વૃષભાન સુતા હિત મત મનોહર ઔરહિ દીઠનિ આનતિહે. ૨૯ અર્થ—સખી સખીની આગળ કહે છે, જે હે સખી પ્રભુજી આજ શ્રી રાધાજીના સ્વરૂપને જોઇને બીજી કઇને પણ નજર મધ્યે આણતા નથી તે એવી રીતે કે મહી જે પૃથ્વી તેને વિશે જે કોઇ મોહનીછે તે પણ મોહ ઉપજાવી ન શકે અને ચપલા જે વીજલી છે તેને ચંચળ કહે છે અને રતિ જે કામની સ્ત્રી તેની તો એક રતિ જે કાને ધરતા નથી. ચંદ્રની કળા તે પણ ઓછી કરી માને. તો કેસવરાય કહે છે કે બીજાની શિ વાત? રમા જે લક્ષમી તે થકી પણ એને સુંદર કરી માનેછે. વૃષભાન પુત્રી જે શ્રી રાધાજી તેની મનોહરતા જે સુંદરતા તેથી બીજી સ્ત્રી કોઇપણ દ્રષ્ટીમાં આવતી નથી. ૨૯

અથ શ્રી વિભ્રમ હાવ લંછન પ્રાહ.

દુહો—વાક વિભુશણ પ્રેમ તે, વહાં હોતે વિપરીત; દરસ નરસ તન મન રસિત, ગનિ બિભ્રમ કે ગિત. ૩૦ અર્થ—વાક કહેતાં વાણી તેથી અત્યંત પ્રેમે કરીને થાય એટલે શું અવલી થાય. તે દીઠે થકે કે કાંઇ સાંભળેથી તે વિપરિત રહે તેનું નામ વિભ્રમ હાવ જાણવો.

અથ સ્વામીનીજિકો વિભ્રમ હાવ.

**સવૈયો**—કટિ તે કટિ હાર લપેટ લિયો કલ કીંકન લૈ ઉર સો ઉરમાઇ; કર નેપુર સોં પગ પૌંચ વની અંગિયા સુધિ અંચલકી વિસરાઇ; કર અંજન રંજીત આર કપોલ કરી જુત જાવક નૈનનિ કાંઇ; સુનિ આવત, શ્રી વ્રજભુખન ભુખિ તહી ઉઠિ દેખન ધાઇ. ૩૧ અર્થ—એક સમાને વિશે સ્વામીનીજી બેઠાં શ્રૃંગાર-

કરતાં હતાં તેવામાં કોઇએ કહ્યું જે વ્રજનું ભુષણ આવે છે તેથી ઉતાવળમાં ભુ- ષણ પણ અવળાં પહેરાઇ ગયાં તે એવી રીતે કે કોટનો જે હાર હતો તે લઇ કેડે બાં- ધ્યો. કટી મેખલા જે હતી તે લઈને ગળામાં ઘાલીછે. પગનાં ઝાંઝર લેઇને હાથ માં પેહેરયાં. હાથની પુંચી લેઇને પગને વિશે ઘાલી. અંગુઠીઓ હતી તે આંગળીએ ઘાલી તથા શૃંગારની તો સુધી નથી. અને અંજન હતું તે મુખને વિશે લેપન કીધું. અલતો હતો તે લઇને આંખે આંજ્યોછે. એમ શ્રી ઠાકોરને આવ્યા સાંભળીને પોતે શૃંગાર કરતાં ઉઠીને સુરત દોડી છે.

अथश्रीजिको विभ्रम हाव लछन.

સવૈયો—નંદ નંદનું ખેલતુ હૈ બનિ જાત બનિ છબિ ચંદન કે જલકી; વૃષભાન કુમારિ વિલોકતિહિ ચિત્રમેં રચિ વિભ્રમકી ઝલકી; ગિરિજા વુત જાનતુ પાનન ખાત બિરી કર પંકજ કે દળકી; વિહસી સબ ગોપ સુતા ચકિ લોચન મુંદિસ રોચિ દ- ગં ચલકી. ૩૨ અર્થ—એક સમાને વિશે પ્રભુજી રમે છે ત્યાં વનને વિશે તમને રાધીકાજી નજરે પડયાં. તેવારે ચિત્તને વિશે વિભ્રમ ઉ- પનો તેથી પાનની બીડી હતી તે હળવે હળવે હાથમાંથી પડી પણ જાણી નહી. અને પંકજ જે કમલ તેના દળની એરવેલી પાંખડી હતી તે પાંખડીની બી- ડી બનાવીને મુખ માંહી ઘાલીને ખાધી. તેવારે સર્વ ગોપીઓ હતી તે હળવે હળવે હસેછે. ઘુંઘટો કાઢીને ગોપાંગના સર્વ માંહોમાંહી આંખ મીચકારે કરીને હસે છે. ૩૨

अथ वीही-हीत हाव लछनं कथ्यते.

દુહો—બોલનહુકે સમયમેં, બોલન દેત ન લાજ; વિરહત ભાવતા સોં કહત, કેસવ કહે કવિ રાય. ૩૩ અર્થ—બોલવાને સમે લાજે બોલાય નહી તેને કેસવદા- સ કહેછે કે મોટા મોટા કવિશ્વર એને વિ-હત હાવ કહેછે. ૩૩

अथ स्वामिनी वि-हत हाव.

સવૈયો—મેરે કહી દહિ યોં જુ નઉ હિરિ ગ્રીષ્મ જ્યોં હઠ કાઠ દહેગી; પે- રિયો પ્રેમ સમુદ્રમેં રાધિકે લાજ કરે કતિ કયોંનિ વહેગી; હો સમરે સજની સગરી કબહું હરિ સોં હસિ બાત કહેગી; યાચિત્તકી ચિત્ર સારિ ચઢી ચિત્તકી પુતરી ભઈ કયોંલોં રહેગી. ૩૪ અર્થ—એક સમાને વિશે શ્રી રાધાજીને પ્રભુજી ઘણી ઘણી રીતે બોલાવી બોલાવીને થાક્યા પણ લાજથી બોલાયું નહી ત્યારે સખીએ શ્રીરાધાજીને કહ્યું. કે મહારૂં કહ્યું આજ હૈયામાં દાઝે છે પણ પછે ગ્રીષ્મ કાળના કાષ્ટની પેરે

ઘણાં દાઝશો. કારણ પ્રેમ રૂપીયો સમુદ્ર તરવો છે. અને એવડી હઠ કરશો અને લાજ કરશો તો નેહનો કેમ નિરવાહ કરશો? પ્રીતિનું પુર કેમ પડશે! અને સઘળી સખીયો હુંશે રમે છે તેમ તમે હરિ સંગાથે કિયે દહાડે હસીને વાત કરશો અને વળી ચિત્ર કાઢનારાં તે ચિત્ર પૂતળી થઇને ક્યાંહાં સુધી અણબોલ્યાં રહેશો. ૩૪

अथ श्रीजीको वि-हत हाव.

સવૈયા—કેશવરાય સૌં આજુ સખી વૃષભાન કુમાર ઉરાહનો દીનો; ગારિ દેઇ અરૂ મારે દેઇ અરવિંદન સોં મનકે હિત હીનો; સીખ દેઇ સુખ પાઇ લઇ ઉરલ્યાઇ સુગંધ સહાવન વીનો; ઉત્તર દેવેકુ નંદ કુમાર કછુ સિર નીચેત ઊંચો ન કીનો. ૩૫ અર્થ—સખી સખી પ્રત્યે કહેછે કે હે સખી શ્રી કેશવરાયને રાધાજીએ ઓલંભો દીધો, ગાળ દીધી, કાંઇક માર પણ મર્યો, ને કમળની ડાંડી હતી તે ભાગી નાખી, સિખામણ દીધી. સુખ પણ દીધું. વળી ઉરને વિશે સુગંધમય ચંદન ચોળ્યું પણ તોય પ્રભુજીએ નીચેથી ઊંચું જોયું નહી. મનમાં લાજે કરીને શ્રી પ્રભુજીએ રાધાને કાંઇ પણ પ્રતી ઉત્તર ન દીધો. ૩૫

अथ श्री विलास हाव लच्छनं.

દુહો—ખેલન બોલન હસન અરૂ, ચિતવત ચલનિ પ્રકાશ;જલ થલ કેશવદાસ કહિ, ઉપજત વિવિધ વિલાસ. ૩૬ અર્થ—રમતાં બોલતાં હસતાં, ચિતવન કહેતાં જોતાં, અને જળમાં થળને વિશે કેશવદાસ કહે કે જે એમ વિલાસ હાવ ઉપજે.

अथ प्रियाको विलास हाव.

કવિત—ક્રીલક તો અલક જુ તીલક ચીલક મીચ ભૌંહનીમેં વિભ્રમની ભૌન ભેદ દીનેહે; લોચનની સોચીતી સંકોત નચાવતહે, વસન ચમકહી ચકીત ચિત કીનેહે, મંદ હાસ્ય સુખવાસ અનયાસ દાસ કરી, લીને કેસોરાય જીય યદ્યપી પ્રવિનેહે; મોહન કે તન મન મોહી વેકુ મેરી ભટ, તેરી મુખ સુખાકી અનંત વ્રત કીનેહે. ૩૭ અર્થ—સખી રાધાજીને કહે છે કે હે સખી તહારા મુખ ઉપર કેશ પાશની લટ છુટી છે ને મોહો ઉપર પડી છે તે ચંચળ થકી અત્યંત સુંદર સોભાયમાન દીશેછે. અને ભારિંગનું જેમ ચડવું ઉતરવું તે પ્રમાણે કાંઇક વિભ્રમના ભેદ બનાવેછે નેત્ર થી લાજ સહીને કટાક્ષ કરીને તારૂં જોવું અને દસન જે દાંત તેની જે જ્યોત તે જાણે વીજળીજ હોય એમ દેખાયછે. તેં પ્રભુજીનું ચિત્ત ચકીત કરી લીધુંછે. અને તહારે જે મંદહાસ્ય જે મરકલડાં તેણે કરીને મુખમાંહીથી સુગંધ આવેછે તે સુગંધે કરીને આના

પાસ કહેતાં સહેજ સુત્રે કરીને પ્રભુ દાસ કરી લીધાછે. જો કે ચતુરછે તોપણ કેસવ કવી કહેછે કે તેં વશ કીધાછે માટે અમે જાણીએ છીએ કે તહારે મુખે મોહનના તન મનને વિશે મોહ ઉપજાવવાને માટે અનેક વ્રત કીધેલાં છે. ૩૭

## अथ श्री हरि ज्युंको विलास हाव लछनं

કવિત—જીન તન હારે તીની હૌરત નિહારવેકૌં કહુંન નિહારે જીન કેસેહું નિહારેહૈં; સુર નાર નાગ નવ કલ્પ નહિ પ્રાન પતિ દેવતા નીહું કે હિયે સંતીન વિહા॰રેહૈં; રૂપ મદ મોચન મદન મદ મોચનકી ત્રિય મદ મોચનકી લોચન તિહારેહૈં; ૩૯

અર્થ—પ્રભુજીને સખી કહે છે કે હે મહારજ તમારા અંગની ઉપમા તથા સોભા અમારાથીકહી શકાય નહી. અને તમારૂ સ્વરૂપ જેણે જોયું નથી તે જોવાને ઘણા ઘણા ઉપાય કરે છે, અનેક અનેક નોરાં કરે છે, પણ જોઇ શકતા નથી અને કહું છું કે જે કોઇએ સારી પેઠે જોયા નથી તે શું જાણે! સુર કહેતાં દેવતા, મનુષ, નાગ કહેતાં સર્પ, તેની જે નૌતમ કન્યા છે તેના તમે પ્રાણવલભ છો, પ્રાણ પતિ છો, તે પણ તમને હૈયામાંથી વિસારતી નથી. હે માહરાજ તમારૂ જે અશેષ અંગ તેને ઉપમા દેઇએ તેવું કોઇ છે નહી. વીરંચી જે બ્રહ્મા તે પણ જોઇ રહ્યા છે જે પ્રભુજીના સરીખુ કોઇનું રૂપ નથી. અને સ્વરૂપના મદને મુકાવે અને તે કામના મદને મુકાવે એવાં તમારાં લોચન નેત્ર છે. ૩૮

## अथ श्री जीकोकील कींचीत्हाव लछन.

દુહો—શ્રમ અભિલાખ સગર્વ સ્મ્રત; ક્રોધ હર્ષ ભય ભાવ; ઉપજત એકે વાર જીત, સો કીલ કીંચીતહાવ. ૪૦ અર્થ—એક શ્રમ, અભિલાખ, સુગર્વ, સ્મૃતિ, ક્રોધ, હાસ્ય ભય ભાવ એટલાં એકઠાં થયાં હોય તેને કિલ કીચીંત હાવ કહીએ. ૪૦

## अथश्री स्वामीनीजिको कील कींचित हाव लछनं..

સવૈયો—કોન ત્રસે વીસે લખિ કોનહી કાપર કોપકે ભોંહ ચઢાવે; તૂલ-તુ લાજ ભટૂ, બહુ કબહુ મુખ અચલ મૈલ દુરાવે; કોનકિ લેત બલાઇ દયો તરિ દિસા યહ મોહિ ન ભાવે; એસિ તો તુ કબહુ ન ભઇ અબ તોહિ દઇ જીન વાઇ લગાવે. ૪૧ અર્થ—એક સમયને વિશે શ્રી રાધીકાજીને કીલ કીંચિત હાવ ઉ-પનો છે તથી બેઠી બેઠી ચેષ્ટા કરેછે તે સખીએ દીઠી તેવારે સખી કહેછે કે કોણે બીહરાવીને કોના સામું જોઇને હસોછો અને કોની ઉપર રીસ કરીને ભાહુ ચડાવોછો, અને ઘડીકમાં લાજ મુકીને ઓઢણું કાહાડી નાખોછો અને ઘડીકમાં ઘું-ઘટ કાઢીને બેસોછો અને વારેવારે કેની બલાઇ લ્યોછો, પગે લાગુ છું, તમો સાચું

કહો; આ તારી દશા મને ગમતી નથી. એવી તું છેક ક્યારની ગાંડી થઇ અને તેં તો જાણે એ દશા કીધી પણ તું વળી બીજાની દશા કરીશમાં. તું એ તારી કને રાખજે. ૪૧

अथश्री जीको किलकिंचित हाव.

સવૈયો—ઐસિહે ગોકુલકે કુલકો જીહિ છંદન નૈન કિયે અનુકૂલે; ખંજનસેં મન રંજન કેશવ હારિ વિહાર લતા લગિ ઝુલે; બોલ જો કોઉ ઝુકે અનબોલે પીરે બી ઝુકે સોહિ એમહિ ફુલે; રૂપ ભયે સબકે વસિ ઐસેંદ્ધ કાન કાહો રસ કોનકે ભૂલે. ૪૨ અર્થ—એક સમે શ્રી પ્રભુજીને કિલકીંચિત હાવ ઉપનો છે. તે અવસ્થા જોઇને સખી કહે છે કે હે મહારાજ ગોકુળની સ્ત્રીઓએ ક્ષણ નેત્ર હતાં તે અનુકુળ કીધાં કહેતાં ચંચળ હતાં તે પાધરાં કીધાં. હે કેશવ તે નેત્ર કેવાં છે. ખંજન જે પક્ષી તે સરીખાં મનરંજન છે કહેતાં જોવા થકી મન સર્વનું પ્રસન્ન થાય. બોલીને વલી પાછાં ઝુકે છે. અને અણબોલે થકે ફરીને વળી તે મનમાં લાગે છે અને ઘડીએક માંહી પ્રસન્ન થાઓ છો. રૂપે કરીને સર્વને વશ થઇ રહ્યા તે કાન્હજી તમે તે કેને રસે ભુલ્યાછો કહેતાં કોણે તમને ચાહ્યા છે. ૪૨

अथ श्री विछोक हाव लछन.

દુહો—રૂપ પ્રેમકે ગર્વતેં, કપટ અનાદર હોય; તહાં ઉપજે વીછોક રસ, પહજાને સબ કોય. ૪૩ અર્થ—પ્રેમ રૂપ તેનો જે ગર્વ તે થકે કપટ કરીને અનાદર કરે વિછોક હાવ ઉપજે છે તે તો સહુ કોઇ જાણેછે. ૪૩

अथ श्री स्वामीनीजीको विछोक हाव.

સવૈયો—આવત જાનિકે સોઇ રહી હરયે હેર બેઠે ન જાતિ જગાઇ; સાહસકે ઉર મધ્ય ધરો કર જાગતિ રોમકિ રોચી જનાઇ; નિવિચી મોચન ચોંકિ ઉઠી પહિચાન ઝુઠી બતિયાં કહિ વાઇ; વાસુર ગાઇ ગવાર સ્વરાવત આવતહે નિસિ સેજ પરાઇ. ૪૪ અર્થ—એક સમાને વિશે ઠાકોરજીને આવતા જાણીને કપટ કરીને સુઇ રહ્યાં તે વારે પ્રભુજી હળવે હળવે જઇને પાસે બેઠા ને જગાડવા માંડયાં પણ જાગે નહી તે વારે પ્રભુજીએ સાહાસ કરીને સ્તન ઉપર હાથ મેલ્યો તોપણ બોલ્યાં નહી પણ તે જાગતી હોય તેમ રોમાંચીત થઇ તેવારે પ્રભુજી એ નીવી છોડવા માંડી ત્યાં ચપ્રીત થઇને ઉઠી. ઠાકોરને ઓળખીને પાછી બેઠી છે તે મુખ માંહીથી એવી

વાત નીસરી ગઈ, જુવોને ગોવાળીયા દિવસે ગાયોને ચારતા ફરેછે અને રાત પડે એટલે પરાધ સેજે આવી બેસે છે. ૪૪

अथ श्रीजीको विंछौक हाव लछनं.

सवैयो—એક સમે ઇક ગોપિકું કેશવ કેહેંહિ હાંસિકિ બાત કહી; જા કહું, તાત દઇ તજ તાહિ કહા હમસ્યું રસ રીતિ નહીં; શકે પ્રતિ ઉત્તર દેન સખી દ્રગ આસુનકી અવલી ઉમગી; ઉર લાઇ લઇ અકુલાત ઇતઉ અધ રાત કછૌં હાલકી ન રહી. ૪૫ અર્થ—એક સમાને વિશે શ્રી કૃશ્નજી મહારાજે એક ગોપીને હાષ્ય કરતાં કરતાં એવી એક વાત કહી કે, હે સખી તારે બાપે જેને તને સોંપી હતી તેને તજીને શું એવડી અમ સાથે પ્રીતિ બાંધી છે. તેનાથી એવું સાંભળીને જવાબ દેવાયો નહીં ને નેત્રમાં આંસુ આવ્યાં ને રોઇ દીધું ત્યારે પ્રભુ પણ આકળા થઇને છાતી સાથે દાબી સ્વસ્થ કીધી તોપણ અર્ધ રાત્રી લગી ઊંઘી નહીં પણ ડસડસતી રોતી રહી. ૪૫

अथ श्री विछित हाव लछनं.

दुहो—ભુષન ભુસવેકું જીહાં, હોઇ અનાદર આનિ; તહા વિછીત વિચારિજીયો, કેસવરાય બખાનિ. ૪૬ અર્થ—ભુષણ પેહેરવાને સમે અનાદર થાય તેને શ્રી કેશવરાય કહેછે કે તેને વિછિત કહીએ. ૪૬

अथ श्री स्वामीनीजीको विछित हाव.

सवैयो—તન આપને ભયે સિંગાર સિંગારિ નેહેએ સિંગાર સિંગારિ વ્રથાહી; વ્રજ ભુષન નૈનની ભુએ હૈયાંકે સુતોયે સિંગાર ઉતારે ન જાહી; સબ હોત સુગંધ નહીં તે સુગંધ સુગંધ સુગંધ મે જાત સુભાહી; સખિ ભુષનહે સબ તાહિ વિભુસિત ભુષનિમે વુમ ભુષિત જાહી.

૪૭ અર્થ—એક સમાને વિશે સખી નાયકાને તેડવાને અરથે આવી છે તેવારે શ્રી રાધાજી કહે.છે કે હે સખી આજ તો સણગરાઇને સુવા ઉપર તઇયાર થયાં પણ વળી ફરીને શ્રંગાર કુણ કરશે. તે વારે સખી બોલી કે હે રાધાજી શરીરને વીશે વિધાતાએ રૂપ રૂપીઓ શ્રંગાર આપ્યો છે તે શોભે છે. પણ ક્રતિમ શ્રંગાર પેહેરયો તે તો સરવે વ્રથા છે. અને વ્રજનું ભુષણ એવા જે શ્રી કૃશ્નજી તેનાં નેત્ર તે રૂપ જોવાને ભુષણ છે. શ્રંગાર છે તે કાંઇ ઉતારયો જાય છે? અને સખી તારા શરીરની જે સુગંધ તેથી બીજા પદાર્થ સુગંધમયજ થાય છે. અને હે સખી આ-

ભુષણ પેહેર્યાથી રૂડાં દીસોછો એમ નથી. હે રાધિકાજી તંહારૂ જે રૂપ છે તેજ શ્રૃંગાર છે. ને તે શોભે છે. ૪૭

अथ श्री हरिजीको विछित हाव लछनं.

સૅવૈયો—પાનન ખાત ન પાગ રચ્યો પલટે પટ ચિત કહા ધરીકે; કંઠ સિરી વનમાલ મનોહર હાર ઉતારે ધરે અરિકે; ચંદન ચિત નિલેપ સુલોચન લોક વિલોક નિ સોલરિકે; અંગ સુભાય સુવાસ પ્રકાશિત લાપહો કેશવ કયો કરિકે. ૪૮ અર્થ એક સમાને વિશે શ્રી હરિએ સઘળા શણગાર ઉતારી મુકયા છે તે વખતે સખી કહે છે કે હે પ્રભુ તમે પાન નથી ખાતા પાઘડી પણ નથી બાંધતાં ને તમે ચિતને વિશે શું ધરો છો? કંઠી કહાડી મેલી છે. વનમાળા તથા મનોહર હાર ઉતારી મુકયો છે તે શા કારણ માટે! ચંદન ચોપ્યાં હતાં તે લુછી નાખ્યાં કેમ? કોઇ સાથે લઢાઇ થઇ છે! અને હે પ્રભુજી શરીરે સુગંધી વાળો શ્રૃંગાર હતો તે કેમ ઉતાર્યો પણ અંગની જે સુંદરતા છે તે કેમ જશે માટે પેહેરો ઉતારે સર્યું! ૪૮

अथ श्री मोटाइत हावस्य लछनं.

દુહો—હેલા લાલી કરિ જીહાં, પ્રગટિત સાત્વિક ભાવ; બુધિ બલરો કિત સોભિજે, કહે મોટા ઇત હાવ. ૪૯ અર્થ—હેલાલીલા કહેતાં સાત્વિક ભાવ ઉપજે છે અને બુધ્ધિબળે કરી ગુપ્ત રાખે પ્રછન્ન તેને મોટાઇત હાવ કહીએ. ૪૯

अथ प्रियाको मोटाइतहाव लछन.

સૅવયો—ખેલતિહે હરિ બાગે બને જહાં બેઠિ પ્રિયા રતિ તે અતિ લીને; કેશવ કેસેહું પીઠમ દીઠ પરી કુચકુ કુંભકી સુચિરાની; માત સમીપ દુરીય ભલેતિન સાત્વિક ભાવ નિકી ગતિ હોની; ધૂર કપૂરકિ પૂર વિલોચન સુખિ સિરોરૂહ ઉહિ છહોની. ૫૦ અર્થ—એક સમાને વિશે શ્રી રાધાજી સખીઓ માંડી બેઠાંછે ત્યાં પ્રભુજી રમતા રમતા આવ્યા. તે અનેક શ્રૃંગાર અને સુગંધે બની આવ્યા. શ્રી રાધાજી કેવાં છે તો રતિ જે કામની સ્ત્રી તે થકી પણ સુંદર છે. તમણે પાછું વાળી જોયું તો ત્યાંજ શ્રી કૃષ્ન દૃષ્ટે પડ્યા એટલે વિહવળ થયાં. માતા પાસે બેઠાં હતાં ને ત્યાં સાત્વિક ભાવ ઉપન્યો. તે ઢાંકતાં હતાં. કપૂરનો જે ભુકો તે નેત્રમાં ઘાલીને સિરોરૂહ જે કેશપાશને ઢાંકીને પડ્યાં, માતાજીએ કહ્યું શું થાય છે? કાંઇ આખમાં રજ પડી છે? ૫૦

अथ श्रीजीको मोटाइत हाव लच्छन.

सवैयो—भोजनिके व्रषभानुं सभा महि बेठहे नंदबाबा सुखकारी; गोप घने बलवीर बिराजति पाति बनाई बिरि गिरधारी; राधिका झांखि झरूख निहें तव झंपो कसि लागि गीरीहे बिहारी; सैार भयो समुझे सकुचे हरवाई कह्यो हरि लागि सुपारी. ५१ અર્થ—એક સમે ભોજન કરીને વ્રષભાનજીની સભાને વિશે નંદજી બેઠા છે. તે નંદજી કેવા છે તો સદાઈ સુખકારી છે. બીજા અનેક મોટા મોટા ગોપ માંહે બેઠા છે. બળભદ્રજી પણ બેઠા છે. પાનની બીડી આરોગે છે. ત્યાં પ્રભુજીએ પાનની બીડી બનાવીને આરોગી. તે સમયને વિશે શ્રી રાધીકાજીએ ઝરૂખે આવીને જોયું. તેથી પ્રભુજીએ સારી રીતે ઓળખ્યું તે સઉએ જાણ્યું ત્યારે તેથી કોઇ ન સમજે માટે પ્રભુએ કહ્યું કે બીડીતા નહીં મહારા ગળામાં સોપારી રહી ગઈ છે. ૫૧

अथ श्री कुटामित हावस्य लच्छन.

દુહો—કેલિ કલહમેં સોભિજે, કેલિ કપટ પટુ રૂપ; ઉપજતહે તત કૂટમિત, હાવ કહત કવિ ભૂપ. ૫૨ અર્થ—કેલી કલહ ને પ્રેમ કલહ તેમ જે કપટ રૂપ દીસે તે કૂટમિત હાવ કહીએ. એમ મોટા મોટા કવિ કહે છે. ૫૨

श्री स्वामीनींजीको कुटामित हाव लच्छन.

સવૈયો—પહેલ હઠ રૂઠિ ચલી ઉઠિ પીહિ મેંહિ લખી સખિ તેં ન લખીરી; કુનિ ધાઇ ધરે હરિજ્યું શુભ જાનિ તે છુટિ વેકો બહુ ભાતિ ઝખીરી; કર પીડ ન દંત નખક્ષત દઇ જીને વૈરનિકી મરજાદ નખીરી; ફિરિ તાહિકો પાન ખવાવતિહે ઉલટી કછુ પ્રીતિકિ રીતિ સખીરી. ૫૩ અર્થ—એક સમાને વિશે સખી રાધાજીને કહેછે કે હે સખી પહેલાં તું હઠ કરીને રીસાવી ચાલી, પછી તેં મુને દીઠી નહીં. હું છાની માની જોઉ છું તો હરિ એ દોડીને હાથે ઝાલી ને તેથી તેં છુટા થવાને કાજે અનેક ઉપાય કીધા પણ હરિએ હાથમાંથી મુકી નહીં. તેમણે સારી રીતે બાઝીને મુખ ચુંબન કીધું, ને નખ દીધા, જેમ વેરી કરે તેમ મહાસથી જોતાં ન ખમાય તેમ કીધું પણ પાનની બીડી વાલી વાલીને ખવરાવી; તેથી મેં જાણ્યું કે ખરી પ્રીતિથી એમ કરયું છે. ૫૩

श्रीजी कुटमित हाव लच्छनं

સવૈયો—દેખ તિહિ જિહિ મૌનગ્રહયો અસ મૌન તજ્યો કટુ બોલ ઉચ્ચર્યોરૂ; સોહે

કિયે ઉનસૌ હો કિયો મનુહાર કિયો હુન સુધે નિહારે;હા હા કહિ હારિ રહે નંદનંદ ન પાય પરે જીન લાત ન મારે; પંડિતહે મુખ તાહિકો અંક લૈહે કછુ પ્રેમકે પાંઠ નિન્યારે. ૫૪ અર્થ સખી સખી પ્રત્યે કેહેછે કે આજે મેં તમાશો દીઠો કારણ કે પ્રભુજીને આવતા દીઠા એટલે રાધાજી મૌન ગ્રહીને બેઠાં. તેને પ્રભુએ અનેક વાનાં કરીને મૌન મુકાવ્યું તેથી બોલવા માંડયું તો કડવું ઝેર બોલવા મંડયું. પછે અનેક સમ દીધા તોએ પણ સામું ન જોયું. વલી ઘણી ઘણી મનોહાર કરી પણ તે રાધાજીએ સારી પેઠે સામું ન જોયું. હે સખી એ રીત નંદનંદન અનેક મનોહાર કરી કરીને થાકયા, પોતે પગે લાગ્યા ત્યારે શ્રી રાધાજીએ પાટુએ મારયા તેને વળી ઉત્સંગ ઉપર બેસારીને મુખે શ્રંગાર પુર્યો એટલે કેસર કસ્તુરીએ કપાળને વિશે આડી કરેછે જોતા ખરી. આએ એક પ્રીતિનો મારગ ન્યારોછે.

अथबोधक हाव लछनं

દુહો—ગૂઢ ભાવકો બોધ જહાં, કેસવ ઉરહી હોય; તાસું બોધ કહાવ સબ, કહત સયાને લોય. ૫૫. જ્યાં ગુપ્ત ભાવ હોય કેહેતાં સમસ્યાએ સમજવું તેને કેશવદાસ કેહેછે જે કોઈ ડાહાછે તે તેને બોધક હાવ કેહેછે ૫૫

अथश्रीप्रियाजीको बोधक हाव लछनं

સવૈયો—બેઠિ હતી વ્રખભાન કુમારી સખીનકી મંડલી મંડી પ્રવીની; લૈ કુમિલ્હાનો શોકજ કંપાઇકે પાઇ લગા ઇક ગ્વાલિ નવીની; ચંદન સૌ છિરકયો બહુ વારકે પાન દિયે કરૈના રસ ભીની; ચંદન ચિત્ર કપોલનિ લેપિકે અંજન આંજી વિદા કરી દીની ૫૬ અર્થ—એક સમાને વિશે સરવે વિદ્યાને વિશે પ્રવિણ એવાં શ્રીરાધાજી વ્રજનારીની મંડળી વચે બેઠાં હતાં ત્યાં એક નવી ગોવાળણી આવી તેણે કરમાએલું કમળ આણીને તે શ્રી રાધાજીના પગ ઉપર મેલ્યું ત્યારે શ્રી રાધાજીએ તે કમળ લેઇને તે ઉપર ચંદન છાંટયું ને તેના ઉપર ઘણી દયા બતાવીને તે કમળ પાછું સખીના હાથમાં આપ્યું. તે સખીનું મોં ધોવરાવીને ચાંલ્લો કરયો, અને તેની આંખ આંજીને વિદાય કીધી. આ કમળ ઉપરથી શું સમજવાનું છે તે નીચે મુજબ—કરમાએલું કમળ લાવીને મુક્યું તેથી એમ સુચવ્યું કે પ્રભુજીનું મુખ તમારે વિરહે કરીને કરમાએલું છે અને એ કમળ તમારા ચરણ ઉપર મેલ્યું તે જાણે તમને પગે લાગે છે. અને નાયકાએ ચંદન છાંટયું તે આસનાવાસના કીધી છે, સખીને કપોળે ચંદન કર્યું તેમાં એમ બતાવ્યું કે તે શુકલ પક્ષ આવવા દે એવી રીતે સમશ્યા કીધી. ૫૬

अथ श्रीजीको बोधक हाव लच्छन.

સવૈયો—સખિ મોહન ગોપ સભા મધી ગોવિંદ બૈઠહુંતે દુતિકોં ધરિકો; જનુ કેશવ પૂરન ચંદ લસ્યે ચિત્ત મિત્ર ચકોરનિકો હરિકે; તિનકો ઉલટો કરિ આ નિદિઉ કહું નીરજ નીર નએ ભરિકે; કહિ કાહુતે નેક નિહાર મનોહર ફેરિ દિયો કહિકા કરિકે. ૫૭

અર્થ—સખી કહેછે હે સખી મહા મનોહર ગોપની સભામાં ગોવીંદજી શણગાર ધરીને બેઠાછે. તે જાણે શોળ કળાએ ચંદ્ર ઉગ્યો હોય એમ શોભતા હતા. ત્યાં કોઇક સખીએ એક કમળ પાણી ભરીને પ્રભુજીની પુંઠે આંણીને મુકયું તેમાંહીથી જલધારી છુટી ત્યારે પ્રભુજીયે કહ્યું કે એમ કેમ કર્યું. એમ કહીને કમળ લુહીને કમલ બીડીને કલી કરીને તે સખીને આપ્યું. આ સમસ્યાનો એવો અર્થ છે કે પ્રભુજીએ કમળ માંહીથી પાંણીના દરેડા પડે છે તે બાને કરીને બીડી કરીને પાછું આપ્યું તેનુ કારણ એમ સુચવ્યું કે જ્યારે કમલ બીડાય એટલે જે રાત્રી પડશે ત્યારે આવીશું. ૫૭

દુહો—રાધા રાધારવતિકે, કહ્યો યથામતિ હાવ; દીઠો કેસવદાશકી, છમિયો જ્યું કવિરાય. ૫૮ અર્થ—એ પ્રકારે કેશવદાસ કહેછે કે શ્રી રાધાજી ને શ્રી ક્રષ્નજીના જે હાવ તે મહારી મતિ જે બુદ્ધિ તેને અનુસારે કરીને મેં તો કહ્યા. એ હાવનું જે વર્ણન કર્યું તેમાં કાંઇ પણ વત્તું ઓછું હોય તે મોટા કવેશ્વર ક્ષમા કરશે. ૫૮

ઇતિશ્રી મહારાજ્ય કુમાર શ્રી ઇંદ્રજીત વિરચીતાયાં શ્રી રસીક પ્રિયાયાં

અત્ર યુગલ હાવ વર્ણનં નામ ષષ્ટ પ્રભાવ ૬

अथ श्री त्रिधि नायका वर्णन

દુહો—સ્વામિન પતી ઉત્કા, વાસક સજ્જા નામ; અભીસીંધીતા વખાનીએં ઓર પંડીતા વામ ૧

પુનઃદુહો—કેસવ પ્રોસીત પ્રેયસી, લબ્ધા વિપ્ર સુજાનિ; અષ્ટ નાયકા એ સવેં, અભિસારિકા સુજાની. ૧ અર્થ—એક સ્વામિનપતિકા, બીજી ઉત્કા, ત્રીજી વાસક સજ્જા, ચોથી ખંડીતાં, પાંચમી અભિસંધિતા, છઠી પ્રોસીત ભર્તૃકા, સાતમી વિપ્ર લબ્ધા, અભિસારીકા આઠમી. ૨

अथ श्री स्वामीन पतिका वर्णन

દુહો—કેવલ જાકો ગુન બાંધ્યો, સદા રહે પતિ સંગ; સ્વાધિન પતિકા તાસ

કહિ, વર્નત પ્રેમ પ્રસંગ ૩ અર્થ—કેસવદાસ કહેછે કે જેનો સદેવ ગુણ વર્ણ્યો તે વધતો છે. ભર્ત્તારી પોતાની પાસે રેહે તેહને સ્વામિન પતિકા કહીએ. ૩

अथ प्रछन्न स्वामिनपतिका वर्णन

સવૈયો—કેસવ જીવન જો વ્રજકો અર જીવકી તેય અતિ વાતહિ ભાવૈ; જ્ય પર દેવ અદેવ કુમાર નિવારત માંઇન વાર લગાવૈ; તા હરિપે તું અહિરકિ બેટિ મહાવર પાઇ ઝવાઇ દીવાવૈ; મઉતા વચી હસિ લઇ એસે ઔર જયો દેખે તો ઉત્તર આવૈ ૪ અર્થ—સખી રાધાજી પ્રત્યે કહે છે. હે રાધે શ્રી પ્રભુજી વૃષભાન જીવન કેહેવાયછે અને એના બાપને તો જીવથી પણ અધીક છે. અને જે દેવ કુમાર અને મનુષ્યના રાજ્ય કુમાર તે સર્વને શ્રી કૃષ્ણજીના ઉપર હું વારી નાખુંછું.

એમ સધળું માતા જસોદાજી કેહેછે ત્યાં થોડા વારમાં ગોપી અળતાના રંગને પગે ચોપડાવે છે તે તુંને ઘટતું નથી મેં તો સેહેજ મશકરીમાં કહ્યું પણ જો કોઇ બીજો દેખશે તો ઉત્તર દેવાશે. ૪

अथ स्वाधिन पतिको प्रकाश

કવિત—ચોલી કૌસો પાન તાકી કરત સવારી બોઇ મુકુરે જ્યોં તાકી મોહી મુરતી સમાનિ હૈ; કેસોદાસ સુવિલાસ તેરી રૂપ સંપદા સદાઇ ઉદાર જીવનકી પ્રતિસી વખાણિ હૈ; તેરે મનોરથ રથ ભાગી રથ પીછે ડોલે મેરો નંદલાલ ગંગાકોસો પાની હૈ; એસી બાની કૌન જકત માની સુની મેરી રાની ઊનકે તો તેરી વાની વેદકીસી વાનીહૈ. ૫ અર્થ—સખી રાધાજીને કેહે છે. ચોલી કેહતાં જે તંબોળીના પાનની પરે સમાખા કરેછે તુંને અને મુકુરજે આરીસો તેમાં જેમ સર્વે પ્રતિબીંબ દીસેછે. તેમ તારે વિશે પ્રભુજીની મુરતી વશી રહીછે. કેશવદાસ કેહેછે કે તારા જે વિલાસ તાહાર, જે રૂપ તે જાણે એ પ્રભુજીની જીવવાની વૃત્તીજ નહોય અને તાહારા જે મનનો મનોર્થ રૂપીઓ જે રથ તે જાણે શું ભાગીરથીનોજ રથ નહોય? ને તેની પાછલ જેમ ગંગાજીનું પાણી ચાલેછે તેમ ઇહાં પ્રભુજી તારા મનોરથ રથ કેડે ચાલે છે. એવી વાત તે કોઇએ પણ સાંભળી નથી, ને કોઇએ માનીએ નથી. તારી જે વાણી તે તો પ્રભુજીને મન તો વેદાંતની વાણી કેહેતાં જે તું બોલે છે તેતો જાણીએ છીએ કે વેદ બોલ્યા.

---

उत्का लच्छन कथ्यते

દુહો—કૌનહુ હેતુ ન આઇયો, પ્રીતમ જાકે ધામું; તાકો સોં ચિત સો ચિંહિય, કેસવ ઉત્કા વામું. ૬ અર્થ—કેશવદાસ કેહેછે કે કોઇક કારણથી સ્વામી જેને ઘેર ન આવી શક્યો ને વિમાશણ કરતાં કરતાં રાત્રિતો વહી જાય તેનું નામ ઉત્કા કહીયે. ૬

प्रछन्न उत्का यथा

કવિત—કીધું અહ કાજ કીધું છુટ્યો નહી સખા સમાજ કીધું કહ્યુ આજ વ્રત વાસ રવી ભાતતેં; દીનો તે ન સોધ કીધું કાહુસો વિરોધ ભયો ઉપજ્યો પ્રબોધ કીધો ઉર અવદાતતે; સુખમે ન દેહ કીધું મોહીસે કપટનહું કીધો દેખ્યો મેહુ અતી ડરે અરધ રાતતે; કીધું મેરી પ્રીતિકી પ્રતીત લેત કેસોરાય અજહુ ન આકે મન સુધો કોન વાતતે. ૭ અર્થ—એક સમાને વિષે ઉત્કા નાઇકાએ નાયકને આવવા કહ્યુંહતું ને આવી ન શક્યા તેથી બેઠી બેઠી વિમાસણ કરેછે જે સુભાઈ કાંઇ ઘરના કાર્ય માટે ભરાઇ રહ્યા કે મિત્રની મંડળીમાંહીથી ઉઠી ન શક્યા. આજ કોઇ મોહોટા વ્રતનો દહાડો છે, કે હે સખી તેં કાંઇ સમાચાર કહ્યા નહીં, કે શું વીરોધ થયો, કે કોઇએ હૃદયને વિશે જ્ઞાનનો પ્રબોધ દીધો, કે શરીરને સુખ નહીં હોય, કે મારા સંગાથે કપટની પ્રીતિ છે. કે અર્ધ રાત્રીમેઘની સઘટા ચડીછે તેને દેખીને બીહીના. કે કેશવરાય મારી પ્રીતિની પ્રતીત જુવેછે.. જે હજી લગે ના આવ્યા તે શું થયું હશે એમ ઉત્કા નાયકા કેહેછે. ૭

अथ प्रकाश युक्ता यथा,

સવૈયો—સુધિ ભુલિ ગઇ ભુલ યે કીધું કાન્હકે ભુલે હિ ડોલત વાટ ન પાઇ; ભીતિ ભઇ કિધું કેશવ કાહુતે ભેટ ભઇ કછુ ભામિનિ ભાઇ; મગ આવતુહે કિધું આઇ ગયે કિધું આવેહંગે સજની સુખદાઇ; આયે ન નંદ કુમાર સખી સુધો કોન વિચાર અવાર લગાઇ. ૮ અર્થ—નાયકા સખી પ્રત્યે કહે છે કે હે સખી શ્રી પ્રભુજી અહી આવવાનું ભુલી ગયા અથવા કોણે ભોળવ્યા. કે તે શું બીજી વાટે ગયા હશે કે એ વાટ જડી નહીં કે તે આવતાં આવતા બીહીના હશે કે વાટે કોઇ સ્ત્રી મળેલી તેજ મનને ગમી. શું તે ઝટ અહીં આવ્યા નહીં કે શું વાટે આવે છે, કે ના ના મોડા આવશે! કે હે સખી સુખદાયક જે નાયક તે આવીને અહીંથી પાછા વળી ગયા હશે.માટે હે સખી નંદ કુમાર જે કૃસ્ન તેણે શા વિચારે આટલી વાર લગાડી અને ના આવ્યા. ૮

### अथ वासक सज्जा.

દુહો—વાસક સજા હોઈસો, કેશવદાસ વિલાસ; ચિત બે રતિ ગ્રુહ દ્વાર દચો, પિય આવનકી આશ. ૯ અર્થ—જે રતિ સ્થાનકને વિશે બેઠી છે. વિલાસની સામગ્રી સઘળી તૈયાર કરીને પિયુને આવવાની વાટ જુવે તેને વાસક સજયા કહીએ ૯

### अथ श्री प्रछन वासक सजा.

કવિત—ચંદન વીટપ વપૂ કોમલ વિમલ દલ વિમલ લલીત લતા લપટી લવીંગકી કેસોદાસ તામે દુરી દીપકીસી સીખા દોરી દુરાવતી નીલ વાસ દુતી અંગ અંગકી; પોંન પાન પંછી પશુ વાસ જીત તીત હોન તીત તીત ચોકી ચોકી ચાહે ચોપ સંગકી; નંદલાલ આગમ વિલોકે કુંજ જાલ બાલ લીને ગતિ તિહિ કાલ પંજર પતંગકી. ૧૦ અર્થ—ચંદનના જે વૃક્ષ તેનાં થડ તેને વિશે નિર્મળ લલીત કહેતાં સુંદર એવી જે લવીંગની લતા તે ચારે પાસે લપટાણી છે. તે કેસવદાસ કહે છે કે તે વિશે શ્રી રાધાજી છુપ્યાં છે. તેની કાંતી દીવાની શીખા સરીખી છે. તે નિલાં અંબર જે વસ્ત્ર તે પહેરેલાં છે. તે માંહી છુપાવે છે, પણ તેજ ઢાંકયું રહેતું નથી અને પવન કહેતા વાયું અને પત્ર તે પાનડાં ને પંછી તે પંખીને પશુ કહેતાં ઢોર તેનો જ્યાં જ્યાં સંચય છે, ત્યાં ખડખડાટ થાય છે. તે વારે ચકીત થઇ ચારે દીશાએ જુવેછે. જાણે ક્રશન ન આવ્યા એમ વાટ જુવે છે. એમ નંદલાલનું જે આવવું તે કુંજની જાળમાં જોઇ જોઇને બાલા જે સ્ત્રી તેણે પાંજરા માહિલો જે પોપટ તેની પેઠે ચારે દિશાએ ધારી ધારીને ચારે વિદિશે જુવે છે. તે જાણે કુંજ વન રૂપીયુ જે પાંજરૂં તેમાં પોપટ રૂપી જે રાધીકા તે બેઠી વાટે જુવે છે. તે તેની માફક એમ શોભે છે. ૧૦

### श्री प्रकाश वासक सजा.

સવૈયા—ભાખિત હે સુખ વેન સખીની સો લાખ હિયૈ અભિલાષનિયોહે, કોમલ હાષ્યનિ નેન વિલાસનિ અંગ સુપાસનિકે મન મોહે; સુરતિવંત કીધું તુલસીતુલસી વનમે રતિ મૂરતિ કોહે; કુંજ બિરાજતિ ગોપ વધુ કમલાંજનુ કુંજ કુટી માંહે સોહે. ૧૧ અર્થ—સખી સખી પ્રત્યે કહે છે કે હે સખી આજ શ્રી રાધાજી કુંજ કુટીમાં બેઠાં બેઠાં શ્રી પ્રભુજીની વાટ જુવે છે અને મોઢે મધુર વચન બોલે છે તે સરવે સખીના મનને ગમે છે અને સખીની જે ઘણી શિખામણ તે રહૃદયને વિશે ગ્રહે છે અને સ્કોમળ એવું જે મદુહાશ કરી નેત્રને વિલાસ કરીને અંગને

પરિમલે કરી સર્વનાં મન મોહે છે. અને સખી તે કહેવાં દીસે છે. જાણે તુળસીના વન માંહે મૂરતિવંત તુળસી ન હોય કે રતિ જે કામની સ્ત્રી તેજ ન હોય; એવી ત્યાં કુંજને વિશે રાધા સોભેછે. જાણે કમળા જે લક્ષ્મી તે જાણે કુંજકુટી માંહે જેમ એ હાં ન હોય એમજ એહાં દીસે છે. ૧૧

अथ श्री अभिसंधिता लच्छनं.

દુહો—માન મનાવત્હુ કરે, માનવકો અપમાન; દુનો દુખતિન વિનું લહે, અભિ સંધિતા બખાન. ૧૨ અર્થ—મનાવતાં મનાવતાં ઘણું માન કરે અને માનવીનું પણ અપમાન્ય કરે અનેમળ્યા પછે તે અત્યંત દુખ પામે. તે અભિસંધિતા કહિએ. ૧૨

प्रछन अभि संधिता लच्छन.

કવિત—વાર વાર બોલીયે જબ બોલ્યો ન બોલાઈ તબ બાળીક જ્યોં બોલી વેકો કીતબી લલાતુહે; જ્યોં જ્યોં પેર પાઈ ત્યોં ત્યોં પાહાનતે પીન ભયોં હોતો કહા અબ કાચે માખન સૌગાતુહે; કેશવદાસ સબ છોડ કિયો હઠહી સૌ હે તું તાહુ છાંડી જીય જીયે ચીંતા કહા જાતુહે. એસે પ્યારે પિયુહુતે માન્યો ન મનાયે તબ એસી તોહી બુઝીહે જુ પીછે પછીતાતુહે. ૧૩ અર્થ—એક સમાને વિશે સ્વામીનીજી રીસાઈને બેઠાંછે ત્યાં પ્રભુજી મનાવવાને આવ્યા. અનેક અનેક મનુહાર કીધી. પછે પગે લાગ્યા પણ કાંઈ માન્યું નહી ત્યારે શ્રી સ્વામીજી ઉઠી ગયા. પછે પાછળ ઉચ્ચાટ કરવા માંડયા, નિસાસો મુકવા માંડયો. તે વારે સખીયે કહ્યું કે હે સખી તારો શ્યો સ્વભાવ છે, જે પ્રભુજીએ અનેક નોરા કીધા તે વારે તો બોલી નહીં અને હવે પ્રભુ ઉઠી ગયા પછી બાળકની પેઠ હોઠ ફરફરે છે. જેમ જેમ પગે લાગ્યા તેમ તેમ પાષાણના સરખાં કઠીણ થઈ રહ્યાં. હવે માંખણના સરખું મન નરમ કીયે શું થાય? કેશવદાસ કહેછે કે તે વારે સર્વ મુકીને એક હઠ સાથેજ પ્રીતિ કીધી. હવે તે હઠ મુકીને તું કેનાથી પ્રીતિ કરીશ. અને એવા હાલા પિયુ પગે લાગીને મનાવતા હતા તે વારે તું મનાણી નહીં ને હવે શું તારી બુદ્ધિ છે જે સાથે પછે પસતાય છે. ૧૩

अथश्री प्रकाश अभिसंधिता लच्छनं.

સવૈયો—પાય પરેહુન પ્રીતમ ત્યો કહિ કેશવ કેસેં નમે દ્રગ દીની; તરિ સખી સિખન શીખત એક મુરૌહકી સીખ શીખી જ્યુ લીની, ચંદન ચંદ સમીર સુરો જ્યુ જરે દુખ દેહ સુખકીની; મેં ઉલટી જ્યું કરી વિધ મો કહું ન્યાઈ નિહિ ઉલટી વિધિ કીની. ૧૪ અર્થ—એક સમાને વિશે પ્રભુજી સ્વામીનીજીને મનાવતા હવા પ-

ણ માન્યા નહી. પગે લાગ્યાં, મનુહાર કીધી તોપણ માન્યા નહી. તે વારે પ્રભુ પાછા વળ્યા એટલે અત્યંત નિસાસા મેલવા માંડ્યા અને દુખ કરવા લાગ્યા. તે વારે સખીયે કહ્યું જે તમે એમ કરોછો તે શા માટે? તે વારે સખી પ્રત્યે કહે છે કે, હે સખી આજ મને પ્રભુજી મનાવવાને આવ્યા હતા પણ હું મનાણી નહી. મને ઘણી મનુહાર કીધી, પગે લાગ્યા, તોપણ સખી મેં તો સાંમું જોયું નહી. મેં પ્રભુની અવગણના કીધી તે વારે પ્રભુજી પાછા વળી ગયા તોપણ હે સખી તારી શિખામણ મને લાગી નહી અને ક્રોધની શિખામણ લાગી. અને હવે સખી ચંદન ચંદ્રમા, સમીર કહેતાં ટાઢો વાયરો ને સરોજ જે કમળ તે મુને અગ્નિ પ્રાય લાગેછે, અને અગ્નિ ભાસેછે અને સુખ ટળીને દુખ થયું અને એ સખી મેં આવળી ગતિ કીધી તો વિધિ જે બ્રહ્મા જે વિધાતા તે મારી સાથે અવલી વિધિ ન્યાય કરે. જે સુખદાયક વસ્તુ હતી તે દુખદાયક કીધીછે. ૧૪

अथ खंडित लछनं,

દુહો—આવન કહિ આવે નહીં, આવે પ્રીતમ પ્રાત; તાસોં કહિયે ખંડિતા, કહે રોષ શું વાત. ૧૫ અર્થ—જેને ઘેરે નાયક આવવું કહી જાય અને વળતા આવે નહી. અને બીજા સ્થાનકે વિહાર કરીને જેને ઘેરે પ્રાતઃકાલે આવે તેનું નામ ખંડિતા કહીએ. ૧૫

वळी प्रछन खंडिता.

કવિત—આંખીન જો સુઝત ન કાનની તો સુનત ન કેસોરાય જેસે તુમ લોક મધ્ય ગાયેહો; વંસકી વિસારી સુધિ કાક જ્યો ચુંનત શીરો, ઝુઠે સાઠે સીથ સઠ પીઠ તુમ ઠાયેહો; દુરી દુરી કરતહો દોરી દોરી ગહો પાઇ, જાનો ન કુઠોર ઠોર જાની જીયે પાયેહો; કાકો ધરી ઘાલી વેકો કહા વસે ધનશ્યામ ઘુઘુ જ્યો બસત પ્રાત મેરે ઘરે આયેહો. ૧૬ અર્થ—એક સમે પ્રભુજી નાયકા કને કહી ગયા હતા જે આજ રાતરે આવીશું ને આવ્યા નહી ને બીજી નાયકાને ઘેર ગયા ત્યાં વિલાસ કરીને પ્રભાત સમે ઘેર આવ્યા તે વારે નાયકા નાયક પ્રત્યે બોલીને કહે છે કે હે પ્રભુજી તમે ભલો વાયદો પાળ્યો, અને હે પ્રભુજી તમે જે કરોછો તે અમે આંખે પણ દેખતાં નથી અને પણ કાને તો સાંભળીયે છીએ. હે કેશવરાય તમારી જે કીરતિ જેવી લોકને વિષે લોક ગાય છે તેવીજ અમે કાને સાંભળીછે અને તમારા વંશની સુધિ તો વિસારી મુકી છે. કાકની પેરે જુઠા એઠા અન્ને શીથ અનના તરણાંની છારા માંહેલા ચુણતા હીંડોછો અને ઠાઉકા તો શઠ બીઠ તે સરીખા

દીસોછો અને વેગલા વેગલા કરૂછું તેમ તેમ દોડીને પગે લાગોછો. હું જાણુંછુ જે તમે એમ જાણોછો જે ઠામે ઠામે તે નાયકા સરીખી સઘલી હશે અને હે ઘનશામ કેને ઘરમાં લાવીને રાત્રે કયાં વશા હતા. ઘુવડની પેઠે સવારને પોહોર મારે ઘર માંહે પ્રભુજી તમે ઘુસવાને કાજે આવ્યાછો.

अथ प्रकाश खंडिता लछन.

**સવૈયો**—આજ કછું અખિયાં હરિ સૌરસી માનું મહાવર માંહી રંગિહૈં; મોહન મોહિનિ લાગતિ મોયહિય તે પર મોહન મોહ લગીહૈ; મેરિ સૌ મોહિ માન હુવે ગિહિયે રસ કિરીતિ જગીહૈ; મેરે વિયોગકે તેજ તચી કિ કેશવ કાહુ કે પ્રેમ પગીહૈ. ૧૭ અર્થ—એક સમેને વિશે પ્રભુજી બીજી નાયકાને સંગાથે વિલાસ કરીને રાધાજીને ઘેર આવ્યા તે વારે રાધાજી સખી સાંભળતાં શ્રી હરિને કહે છે કે, હે હરિ આજ તમારી આંખો નવી છબી સરીખી દીસે છે અને હું જાણું છું જે મહાવર તે પોથી તેમાં જાણીએ રંગી છે. હે મોહન મોહની સરીખી મોહ ઉપજાવે છે એવી મોહની મને પણ લાગે છે ને મહારા સમ જો મહારા આગળ વહેલા વહેલા માનો. હે મહારાજ રાત્રીને રસે કરીને આંખ્યો રાતી થઇ છે કે મહારા વિયોગને તેજે તપે છે. કેશવરાય કોઇ અન્ય નાયકાની પ્રીતિએ રંગાણી છે કે પ્રીતિને રંગે રંગી છે.

अथ प्रौसित प्रेयसी लछन यथा.

**દુહો**—જાકો પ્રીતમ તે અવધિ, ગયો કોનહુ કાજ; તાકો પ્રોસિત પ્રેયસી, કહિ વરનત કવિરાજ. ૧૮ અર્થ—જેને પ્રીતમ અવધી કરીને ગયો, કોઇ કામ ગયો હોય તેને માટે જે કવિતા જે કવિ પ્રોસીત ભતૃકા કહે છે.

अथ प्रछन्न प्रोसित प्रेयसी यथा.

**સવૈયો**—કેશવ કેસેહુ પૂરવ પુન્ય મિલ્યો મન ભાવતો ભાગ ભયોરી; જાને કો માઈ કહા ભયો કાંન્હકો આવીકો આધોકું ઘોસટ ઔરી; તા કોહું તુન અજુ હસી બોલે જઉ મેરો મોહન પાઇ પર્યોરી; કાઠહુ તે હઠ તેરો કઠોર ઇતિ વિરહાનલ હુ નજ ઓરી. ૧૯ અર્થ—એક સમાને વિશે શ્રી રાધાજી મનને વિશે વિમાસણ કરે છે. હે પ્રભુજી પેલા ભવને પુન્યે કરીને કોઇ વળી ભાગ્યવંત મન ગમતો સ્વામી પામી હતી તે પણ કાંઇ જતો રહયો અને હે સખી કોણ જાણે એને શું થયું હશે. અવધીનો આથમો દહાડો તો વહી ગયો તેવારે સખી કહે છે કે તું હવે શું ઉચાટ એમ કરે છે પણ તે વારે તો તું સારી પેઠે બોલતી નહોતી અને તે દહાડે તું ત્યાં

લગે બોલીયે નહી. જ્યાં લગે મહારા સાહનજી તમને પગે લાગ્યા અને સખી હઠ છે તે તો કાષ્ટ થકી પણ કઠણ છે એટલે વિરહ રૂપીએ અગ્ન લગે બાળ્યો નથી. ૧૯

अथ प्रोसित प्रकाश भतृका.

સવૈયો—ઔધી દે આયે ઉહાં ઉન સો યહ ભોજનકે અબહી હમ હુંતો અબ લુબ હરાઇકે રાખિ બરયા ઇમરકરિહું બેઠે કહા ઇનકે ઢિગ કે નહી કોઉ જાઇ કહે જાનતિહે ઉન આંખનતે અંસુ આઉ મગે બહુર્યો ક્યું ઃ અર્થ—એક સમાને વિશે પ્રભુજી નાયકાને કહી ગયા જે જમવાને ટાંણે છીએ એમ કહીને ગયા તે તો વાટ જુવે છે ત્યાં સખી કહેછે અને તે માંડ માંડ નહોરા કરીને હું હમણાં આવીશું. તમે આની પાસે શું બેઠી ર એવું એક સખીએ કહ્યું હે કેશવ હવે જાઓ નહી. જો કોઇ આલીને તમે જાણોછો. તેની આંખમાંથી આંસુ પડશે તે રહેવાનાં નથી. ૨૦

अथ विप्रस्य लब्धा लछन्न.

દુહો—દુતી સોં સંકેત કહિ લેન પઠાઇ આપ; લબ્ધા વિપ્રસુ જાનહિ ચે સંતાપ. ૨૧ દુતીને સંગાથે સંકેત કરીને નાયકને તેડવા મોકલી. વે ત્યાં લગે જીવને સંતાપ થઇ રહે તે વિપ્ર લબ્ધા કીજે. ૨૧

अथ श्री प्रछन विप्र लब्धा लछनं.

સવૈયો—સૂલસેં ફૂલ સુવાસ કુવાસ સિભાકસિસે ભયે ભૌન સુભાગે; ભાગ મહા ખન સૌં જુ રસી ચઢી જોન્હ સબેં અંગ દાગે; નેહ લગ્યો ઉર ના નિસિ નાહ ઘરીક કહુ અનુરાગે, ગારિસેં ગીત બિરી બીષસી સગરે સં શ્રૃંગાર ગારસિ લાગે. ૨૨ અર્થ—એક સમાને વિશે પ્રભુજી આવ્યા નથી તેને વીર ને ફુલ જે છે તે સુલિ સરીખું લાગે છે. રૂડી રૂડી જે સુગંધછે તેનો ભુંડો લાગેછે અને સુંદર જે ઘર છે તે ભાકરી પ્રાય લાગેછે. ને ઘર મુકીને મે જાય તો વળી લાગે છે. જેમ ચંદ્રમાનું અજવાળુ ચડતુ આવેછે તેમ ચડતો ચડતોજ તાવ આવે છે તેણે કરીને અંગ સઘળુ દાઝે છે ને અંગ ને વિશે દાઝે છે ને તે તો ઉરના વિશે ...ક નાહ રથી લગે તિમ વળગ્યો... નિશાને વિષે નહાનો એક ઘડી જે વીરહ તેણે કરીને ગાળ્યાં વાનાં થાય. ... તે સાંભળ. કોઇ ગાયછે તે જાણીએ ગાળ દેછે ને બીડી ખાઇએ તે તો ... શરીખી લાગે ને સઘળા શ્રૃંગાર તે તો જાણીએ અંગાર સરીખા દીસે છે

अथ प्रकास विप्र लब्धा यथा.

કવિત—દેખ તઉ દધિ જાત દેખી દેખી નિજ ગાત ચંપક કે પાત કછુ લીખ્યો હે બનાઇકે; સકલ સુગંધ ડારે દુતિકાકે મારે ફુંની. ફુલમાળા તોડી ડારી બીરી બીગરાઇકે; લેલે દીહ સાસહજ વિવિધ વિલાસ આસ; કેસોદાસે હૂં ઉદાસ આલી અકુલાઇકે; સેઇકે સંકેત સુનો કાન જ્યાં સો આલી ઉનો આયું કર જોરી દુનો દુનો દુખ પાઇકે. ૨૩ અર્થ—એક સમાને વિશે સ્વામીનીજી સંકેતસ્થાનકને વિશે ગયાં ત્યાં પણ પ્રભુજી મળ્યા નહી તેવારે ઘણું દુખ પામ્યાં. તેવારે ચંદ્રમા સામું જોયું. તેવારે તે ઘણોજ દોહેલો લાગ્યો. તેવારે ચંપાનું વ્રક્ષ તેનું પાદડું લઇ તે માંહી કાંઇક લખ્યું કે તે શું લખ્યું, એક તો ચંદ્રનું વાહન જે કાગડો લખ્યો, ને બીજો હય તે સુર્યનું વાહન જે ઘોડો તે લખ્યો તે સુર્યનું વાહન છે. માટે ઘોડો લખ્યો તે નાયકને જાણવાને કાજે જે અમે સંકેત સ્થાનકે આવી ગયાં. સુગંધ આણી હતી તે ઢોલી નાંખી. દુતીના માથામાં ઠુંબો મારયો. ફુલની માળા તોડી નાખી વળી બીડી ભુંસી નાંખી. મોટા મોટા નિસાસા મેલ્યા. વિવિધ પ્રકારના વિલાસની આશા હતી તેતો જે સર્વે તજીછે. કેશવદાસ કહેછે કે ઉદાસ થઇને અકળાઇને આલી. ને સુનું સંકેત સ્થાનક સેવીને ગયાં. દુતી કહેછે કે બે હાથ જોડીને અમારું હૈયું દ્રવે છે. પોતે પણ બમણું દુખ પામીને ગઇ. ૨૩

अथ अभि सारिका लक्षनं.

લગે બોલીયે નહી. જ્યાં લગે મ્હારા મોહનજી તમને પગે લાગ્યા અને તારો તો હે સખી હઠ છે તે તો કાષ્ટ થકી પણ કઠણ છે એટલે વિરહ રૂપીએ અગ્ની પણ હઠ લગે બાળ્યો નથી. ૧૯

अथ प्रोसित प्रकाश भतृका.

સવૈયો—આવી હે આયે ઉહાં ઉન સો યહ ભોજનકે આબહી હમ એહે; તાકું તો અબ લુબ હશાઇકે રાખિ બરયા ઇમરૂકરિહે, બેઠે કહા ઇનકે ઢિગ કેશવ જાહુ નહી કોઉ જાઇ કહે; જાનતિહે ઉન આંખનતે અંસુ આઉ મગે બહુર્યો ફૂનિ રૈહે. ૨૦ અર્થ—એક સમાને વિશે પ્રભુજી નાયકાને કહી ગયા જે જમવાને ટાંણે આવીએ છીએ એમ કહીને ગયા તે તો વાટ જુવે છે ત્યાં સખી કહેછે અને તેને તો હું માંડ માંડ નહોરા કરીને હું હમણાં આવીછું. તમે આની પાસે શું બેશી રહયા છો એવું એક સખીએ કહ્યું હે કેશવ હવે જાઓ નહી. જો કોઇ બોલીને કહેશે તો તમે જાણોછો. તેની આંખમાંથી આંસુ પડશે તે રહેવાનાં નથી. ૨૦

अथ विप्रस्य लब्धा लछन.

દુહો—દુતી સોં સંકેત કહિ લેન પઠાઇ આપ; લબ્ધા વિપ્રસુ જાનહિ, અન આયે સંતાપ. ૨૧ દુતીને સંગાથે સંકેત કરીને નાયકને તેડવા મોકલી. નાયક ન આવે ત્યાં લગે જીવને સંતાપ થઇ રહે તે વિપ્ર લબ્ધા જાણે. ૨૧

अथ श्री प्रछन विप्र लब्धा लछनं.

સવૈયો—સૂલસેં ફૂલ સુવાસ કુવાસ વિભાકસિસે ભયે ભૌન સુભાગે; કેશવ ભાગ મહા બન સૌં જુ રેસી ચઢી જોન્હ સબેં અંગ દાગે; નેહ લગ્યો ઉર નાહ રસો નિસિ નાહ ઘરીક કહુ અનુરાગે, ગારિસેં ગીત બિરી બીષસી સગરે ઇ શ્રંગાર અંગારસિ લાગે. ૨૨ અર્થ—એક સમાને વિશે પ્રભુજી આવ્યા નથી તેને વીરહે કરીને ફુલ જે છે તે સુલિ સરીખું લાગે છે. રૂડી રૂડી જે સુગંધછે તેનો ભુંડો પરિમલ લાગેછે અને સુંદર જે ઘર છે તે ભાકશી પ્રાય લાગેછે. ને ઘર મુકીને મેડી ઉપર જાય તો વની લાગે છે. જેમ ચંદ્રમાનું અજવાળુ ચડતુ આવેછે તેમ તેમ ચડતો ચડતોજ તાવ આવે છે તેણે કરીને અંગ સઘળું દાઝે છે ને અંગ અંગ ને વિશે દાઝે છે ને તે તો ઉરના વિશે "નેહ નાહ રસી લગે તિમ વળગ્યો" અને નિશાને વિશે નહાંનો એક ઘડી જે વીરહ તેણે કરીને આટલાં વાનાં થાય. વળી કહું તે સાંભળ. કોઇ ગાયછે તે જાણીએ ગાળ દેછે ને બીડી ખાઇએ તે તો વિખ શરીખી લાગે ને સઘળા શ્રંગાર તે તો જાણીએ અંગાર સરીખા દીસે છે. ૨૨

अथ प्रकास विप्र लब्धा यथा.

**કવિત**—દેખ તઉ દધિ જાત દેખી દેખી નિજ ગાત ચંપક કે પાત કછુ લીખ્યો હે બનાઇકે; સકલ સુગંધ ડારે દુતિકાકે મારે ફુંની. ફુલમાળા તોડી ડારી બીરી બીગરાઇકે; લેલે દીહ સાસઠજ વિવિધ વિલાસ આસ; કેસોદાસે દૈ ઉદાસ ગોલી અકુલાઇકે; સેઇકે સંકેત સુનો કાન જયાં સો ગોલી ઉનૈ ભોસું કર જોરી દુનૈ દુનૈ દુખ પાઇકે. ૨૩ અર્થ—એક સમાને વિશે સ્વામીનીજી સંકેતસ્થાનકને વિશે ગયાં ત્યાં પણ પ્રભુજી મળ્યા નહી તેવારે ઘણું દુખ પામ્યાં. તેવારે ચંદ્રમા સામું જોયું. તેવારે તે ઘણોજ દોહેલો લાગ્યો. તેવારે ચંપાનું વ્રક્ષ તેનું પાદડું હતું તે માંહી કાંઇક લખ્યું છે તે શું લખ્યું, એક તો રાંહુનું વાહન જે કાચબો લખ્યો, ને બીજો હય તે સુર્યનું વાહન જે ઘોડો તે લખ્યો તે સુર્યનું વાહન છે. માટે ઘોડો લખ્યો તે નાયકને જાણવાને કાજે જે અમે સંકેત સ્થાનકે આવી ગયાં. સુગંધ આણી હતી તે ઢોલી નાંખી. દુતીના માથામાં ઠુંસો મારયો. ફુલની માળા તોડી નાંખી વળી બીડી ભુંસી નાંખી. મોટા મોટા નિસાસા મેલ્યા. વિવિધ પ્રકારના વિલાસની આશા હતી તેતો જે સર્વે તજીછે. કેશવદાસ કહેછે કે ઉદાસ થઇને અકળાઇને ચાલી. ને સુનું સંકેત સ્થાનક સેવીને ગઇ. દુતી કહેછે કે મેં સંગાથે બમણું જોર કીધું. પોતે પણ બમણું દુખ પામીને ગઇ. ૨૩

अथ अभि सारिका लछनं.

દુહો—હિત તેકે મદ મદન તે, પિય સોં મિલે જો જાઇ; સો કહીએ અભિસારિકા, વરન્યો ત્રિવિધ બનાઇ. ૨૪ અર્થ—પ્રેમને જોરે અથવા કામને જોરે આકળી થઇને પિયુ કને ચાલી જાય તેને અભિ સારિકા કહીયે પણ તે જે અભિસારિકા તે લક્ષનવંત ત્રણ પ્રકારની કહે છે. ૨૪

अथ स्विकियाकी अभिसारिका यथा.

દુહો—અતી સલાજ પગ ડગ ભરે, વ્રંદ વધુકે સંગ; સ્વકિયાકો અભિસાર યહ, ભુષણ ભુસિત અંગ. ૨૫ અર્થ—અતિ લાજે ડગમગતી હળવે હળવે પગલે ડગલાં ભરતી સખી સંગાથે શ્રંગાર કરીને જાય તેને સ્વકિયા અભિસારિકા લક્ષણવંત સ્રી કહીએ. ૨૫

अथ प्रछन प्रेमाभिसारिका.

કવિત—લીન્હે હમ મોલ અનમોલે આઇ જાન્યો મોહુ, મોહી ઘનસ્યામ ધન માલા ગોલી લ્યાઇહેં; દેખ્યો દૈ હે દુખ જહાં દેહ ઊન દેખી પેરે, દેખી કે-

સેં વાટ કસો દામની દિખાઇહેં; ઊચે નીચે કીચ બીચ કંટકની બેરે પગ સાહસ ગયંદ ગતિ અતિ સુખદાઇહેં; ભારી ભયકારી નિસિ નિપટ અકેલી તુમ નાહી પ્રાણનાથ સાથ પ્રેમ જ્યું સહાઇહેં ૨૬ અર્થ—એક સમાને વિશે શ્રી રાધાજી બેઠાં હતાં તેવે મેઘ અંધારી આવ્યો તેવારે મનમાં ઇચ્છા થઇછે જે એણે સમે પ્રભુજી પણ પાસે આવે, તે આવ્યા, પ્રભુજી બોલ્યા જે તમે અમને આજતો વેચાતા લીધા જે તમે અણતેડયા આવ્યા. નેહ જાણીને તેવારે રાધિકાજી બોલ્યાં હે ઘનશ્યામ હું અણતેડી નથી આવી. મને ઘનમાલા જે મેઘમાલા તે તેડી લાવીછે. તો તમે વાટે દુખ દીઠું હશે. જ્યાં હાથો હાથ દીસતો નથી તો તમે વાટ કેમ દીઠી. હે કેશવરાય વાટ દામનીયે દેખાડી પણ વળી ઊંચી નિચી ભૂમિ વિચે કચરો પડ્યો હોય તેણે તમારા પગ પીડાણા હશે. ને પગ ખગડયા હશે કે પગ દુખાણા હશે ના, ના, હે સ્વામી સાદ રૂપીયો જે ગયંદ તેની જે ગતિ તે અત્યંત સુખકારી છે. ભારી કહેતાં સબળ, ભય કહેતાં બીહામણી એવી જે અંધારી રાત્રી તેમાં નિપટ એકલી કેમ આવી. ના, ના, હે પ્રાણનાથ મારી સાથે પ્રેમ સહાય હતો. ૨૬

## अथ प्रकाश प्रेमाभिसारिका.

સવૈયો—લાડ કિની લક લૌરિ લુરી કહે લાલ લુકે કહું અંગુ લગાઇ; આજતો કેસવ કેસેહુ લે રૂએ લાગન દેતિ ન દેખહું આઇ; વેગિ ચલો ઉઠિ આઇ બો લાવન દોરિ અકેલિ ઇહું અકુલાઇ; ભુલેહુ ગોકુલ ગામમેં કેશવ કીજે ગુરૂ રન ગાઇ ચરાઇ. ૨૭ અર્થ—એક સમાને વિશે પ્રેમાભિસારિકા પ્રભુ પ્રત્યે ચાલી આવીને પ્રભુજી પ્રત્યે બોલી કે હે લાલ તમે મારી ગાયો હથવાર કીધી. લાડકીની લીક લૌરી એવી ગાયો હથવાર કરીને કયાં છુપી રહ્યા. અને હે કેશવ કોઇને હાથ ઘાલવા નથી દેતી, વાછડાને પણ ધવરાવતી નથી, વહેલા વહેલા આવીને જુવો છો તમને હું તેડવાને આવીછું. અને હે ગોવીંદ જે એ ગોકુળ ગામને વિશે ગાયો ચરાવીએ તેવારે ભુલે કરીને ચર્યા હશે. મગરૂરપણું કીજે નહીં એટલે ઘણો ગુમાન ન કીજે. ૨૭

## अथ पुनः प्रकाश गर्वाभिसारिका;

કવિત—નેનનકી અરૂનાઇ બૈનનકી ચતુરાઇ ગાતકી ગુરાઇનેપુ રતિ દુતી આલકી; અપને ચરિત્રનીકે ચિત્રત વિચિત્ર ચિત્ર ચિત્રની જ્યોં સોહે સાથ પુત્રીકા ગ પાલકી; ચંદકે સમાન ચારૂ આઉ સોં ચઢી કીરત કરીકે નિહારે મૃગ નેનનીકી પાલકી; કીજે પય પાન અરૂ બેજે પાન પ્રાણનાથ આઇહે આજ અલબેલી ગ્વાલી કા-

લીકી ૨૮ અર્થ—સખી શ્રી પ્રભુજી પ્રત્યે કહેછે કે હે પ્રાણનાથ આજ કાલ અલબેલી ગ્વાલી આવીછે પણ તે કેવીછે તો નેત્રનું અરૂણતાપણું, વચનનું ચાતુર્યપણું શરીરનું ગૌરપણું ને ચાલની શોભા તે છીપતી નથી. તે પોતાનાં ચરિત્ર તેને વિચિત્ર ચિતરે ચિત્રતી ચિત્રણી સરીખી છે. સાથે ગોપાળ છે બીજી તેની પણ સ્ત્રીઓ છે. ચંદ્ર સમાન મુખ, ભલા મનોરથ ઉપરે ચડી ફરતી. તમારાં નેત્રરૂપ જે મૃગછે તેને બાંધણહાર એવી ગ્વાલીન આવીછે માટે પાન ખાવો ને પયનું પાન કરો. ૨૮

प्रकाश गर्वाभिसारिका यथा.

કવિત—ચંદન ચઢાઈ ચાસ અંબરકો ઉર હાર સુમની સીંગાર સોહે આનંદ કે કંદ જ્યોં; ચાર કોરી રતિનાથ વેનુએ વજાવે ગાથ મૃગજ મરાલ સાથ વાની જગવંદ જ્યો; ચોંકી ચોંકી ચક ઇસી સૌકીનકી દુતી ચલી, સોતી ભઇ દીની અરવિંદ દુતિ મંદ જ્યોં; તિમિર વિયોગ ભુલે લોચન ચકોર ફુલે આઇ વ્રજ ચંદ્ર ચંદ્રાવલી ચલી ચંદજ્યો. ૨૯ અર્થ—એક સમાને વિશે ચંદ્રાવળી પ્રભુજી પ્રત્યે શ્રંગાર કરીને ચાલી આવીછે તે સખી વખાણ કરેછે અને અંબરની માળા પહેરી છે અને સુમન જે પુષ્પ તેનો શ્રંગાર કીધોછે તેણે કરી આનંદના જે કંદ મૂળ સોભે છે. અને હે, નાથ એને ઉપરે કોડી કોડી રતિ ઉડાડી નાખીએ અને વીણા માંહી ગાથ બજાવતો આવેછે ને મૃગના હંસના બાલક સાથેછે તે જાણીએ બોલે છે તે સરસ્વતિજ છે. ચોંકી ચોંકીને ચકવીની પડે શ્યોકની દુતી ઉઠી ચાલી ને અરવિંદ જે કમળ તે જેમ ચંદ્રને ઉદયે ઝાંખુ થાયછે તેમ સોકચનું મુખ ઝાખું થયુંછે ને વિયોગ રૂપ જે અંધકાર તે ટળી ગયો અને નેત્ર રૂપીયાં જે ચકોર તે ફુલ્યાંછે અને હે નાથ ચંદ્રાવળી વ્રજને વિશે ચાલીને આવી. ૨૯

अथ प्रच्छन कामाभिसारिका.

કવિત—ઉરઝતી ઊરગ ચંપત ફની ચરનની દેખતી વિવિધ નિસિચર દોસી-ચારીકે; ગનતી ન લગત મુસલ મુસલ ધાર સુનત ન ઝીંદની ધન ઘોપ નર ઘોપ જલ ધારકે; જાનત ન ભુષન ગીરિત પટ ફાટતહે કંટક અટક ઉર ઉરજ ઉજારી કે; પ્રેમનીકી પુછે નારી કૌનપ્યે તે સીખ્યો યહ જોગકો સો સાર અભિસાર અભિસારિકે; ૩૦ અર્થ—એક સમાને વિશે પ્રેમાભિસારિકા નિશાને વિશે નાયક પ્રત્યે ચાલી જાય છે, પગે સર્પ લાગે છે, ને સર્પની ફણી પગે ચાંપતી જાય છે, ચારે દિશે અનેક પ્રકારના રાક્ષસને જોતી જાયછે ને મુશળ ધારાએ મેઘ વરસેછે તે લાગેછે પણ તે ગણતી નથી. અંધારાના શબ્દ પણ સાંભળતી નથી ને મેઘનો

શબ્દ પણ સાંભળતી નથી, અને ઘરેણાં પણ વાટે નીસરી પડેછે તે પણ જાણતી નથી, મારગને વિશે કાંટા પણ આટકે છે તેણે વસ્ત્ર ફાટે છે તે પણ જાણતી નથી સ્તન તથા શરીર કાંટાથી ચીરડાય છે તે પણ દેખીને મારગને વિશે પ્રેતની સ્ત્રીયો મ જે છે. અભિસારિકા જે ગતસાર હોય એવી અભિસાર તે તું કુણ કને શી ખીતી. ૩૦

## प्रकाश कामाभिसारिका.

**સવૈયો**—ગોપ બડે બડે બેઠે અથા ધન કેશવ કોરિ સભા અપગાહી; એક તું બાલકે જાલ ગિલીનિમે બાલ વિલોકિ બકાંહી; આવતુ જાત લુગાઇ હુ ચહું દિસિ ધુંઘટમેં પહિચાનનિ છાંહી; ચંદ સો આનનિ કાઢિ કહા ચલિ સુઝગૂઢે કછુ તોહિકે નાંહી. ૩૧ અર્થ—એક સમાને વિશે કામાભિસારિકા નાયકને પ્રત્યે ચાલી જાય છે તે સખીએ દીઠી તે સખી કહે છે. અરે ભુંડી મોટા મોટા માર્ગે બેઠા છે એવી તે કોડી સભા ઉલંઘી ને વળી કેટલાએક બાળક શેરીને વિશે રમેછે તે જોઇ જોઇને મકે છે. ચારે દિશાથી લુગાઇ આવે છે તે ઘુંઘટામાં ઓછાંઇયો ઓળખાય છે. અરે ભુંડી, ચંદ્રમાના સરીખું મુખ લઇને મુખ કાઢીને ક્યાં ચાલી, કાંઇ તને સુઝેછે કે નહી. ૩૧

### દુહો.

કેસોદાસ સો તિન વિધી, વરની સ્વકિયા નારિ; પરકીયો દ્વૈ ભાંતિ કુનિ. આઠ આઠ અનુહાર. ૩૨ અર્થ—કેશવદાસ કહે છે કે સ્વકિયા ત્રણ પ્રકારની વર્ણવી છે. હવે પરકિયા બે ભાતની વળી તેના પણ આઠ આઠ પ્રકાર જાણવા. ૩૨

### દુહો.

ઉત્તમ મધ્યમ અધમ અરુ, તીન તીન વિધિજાનિ; પ્રગટ તીનસેં સાઠ તિય, કેશવદાસ બખાનિ. ૩૩ અર્થ—એક ઉત્તમ બીજી મધ્યમ ત્રીજી અધમ એમ સર્વ ના ત્રણ ત્રણ પ્રકાર છે એમ કરતાં સરવે પ્રગટ ત્રણસેં સાઠ નાયકા થાય છે. ૩૩

## अथ श्री उत्तमा स्त्री लछनं.

દુહો—માનુ કરે અપમાનતે, તજે માનતે માન; પિઉ દેખે સુખિ પાવહી, તા હી ઉત્તમ જાન. ૩૪ અર્થ—જે વારે અપમાન થાય તે વારે માન કરે ને જે વા રે મનાવે તે વારે માન તજે. તે પિયુને દેખે, એટલે સુખ પામે તેને ઉત્તમ કહિયે. ૩૪

**સવૈયો**—હોઇ કહા અબકે સમુઝે સમુઝે ન તબે જબહી સમુઝાઇ; એકહિ બંક વિલોકિનિ માંહિ અનેક અમોલિ વિવેક વિકાયે; જાનપનો ન જતાવહું જ્યું જનમાવધિ લૌં ઉહિ જાનિહો પાયે; વાત બનાઈ બનાઇ કહા કહો લેહુ મનાઇ મનાઈ જ્યું આવે. ૩૫. અર્થ—એક સમાને વિષે ઉત્તમા નાયકા માન કરીને બેઠાં હતાં તે વારે પ્રભુજી મનાવવાને આવ્યાછે તે વારે ઉઠીને આદરભાવ દીધો. ઠાકોરે પણ મનાવવા સારૂ અનેક વાત માંડી. તે વારે કહ્યું જે એ ઘણી વાતોનું શું કામ છે. તમે અહીં આવ્યા એટલે સઘળાં વાતાં થયાં. તમે એક વાર કૃપા દ્રષ્ટીએ જોયું એટલે સઘળા વિવેક થયા. અને ઝાઝુ જાણપણું મને જણાવો માં. એતો જન્મ થકી માંડીને તમે મને જાણોછો ને હું તમને જાણુંછુ. ઝાઝી વાત બનાવ્યાનું શું કામ છે, તમે આવ્યા એટલે તો અમે મનાણાં છીએ.

अथ मध्यमा लछन्न यथा.

દુહો—માન કરે લઘુતે અરૂ, છાંડે બહુત પ્રનામ;કેસોદાસ બખાનિહૈ, તાહિ મધ્યમા વામ. ૩૬ અર્થ—થોડો એક દોષ હોય તો હોય પણ માન કરીને બેસે અને અનેક ઉપાય કરે તોય માન ન મુકે. કેશવદાસ કહેછે તેને મધ્યમા કહીએ. ૩૬

સવૈયા.

ભુલેહુ સુધે નહિ ચિત યો પુનિ કાન્હ કિયો લખિ લાલચ કેતો; હાહાકે હાર રહે પુનિ કેસવ આઇ પરે તો પરેઈ રહેતો; હુતો યહી તબહીકિ વિચારત હોત ગુમાન કયું આઇતે એતો; લાગિ લટે અસુપાતરિ દેહ જ્યું નેક બડી વિધિયોં બિન હેતો. ૩૭

અર્થ—એક સમાને વિશે મધ્યમા નાયકા માન કરીને બેઠાં હતાં તે પ્રભુજી મનાવવાને આવ્યા પણ કાંઇજ માનેજ નહીં. પ્રભુજીએ પણ લાલચ ઘણી કીધી પણ વરાંસે સામુ જોયું નહીં ને હાહા કરીને હારી રહ્યા. કેસવરાય પગે લાગ્યા તો તેમ જ પડ્યા રહેવા દીધા. પણ બાંહે ઝાલીને બેઠા ન કીધા, બોલી નહી. સખી કહે છે કે હું કેઈ વારની વિચારૂ છું. એવડું ગુમાન શાનું છે. લગારેક ચોટલો છે અને દેહી પાતળી છે. લગારેક મોટી મોટી આંખો છે, તે માટે એ નાયકા એવડું ગુમાન કરે છે. ૩૭

अथ अधमा लछन्न यथा.

દુહો—રૂઠે વારહિ વારયો,તુઠે વેહી કાજ; તાહી સો અધમા સવે, કહિ વરનત કવિરાજ. ૩૮ અર્થ—વારે વારે રીસાવે અને કોઇ મનાવે નહીં તોહે માને તેને સંઘાય કવિશ્વર જે છે તે પણ એને અધમા કહીને વર્ણવે છે. ૩૮

સવૈયા.

કાટુ કપટ જુ કાન્હ રચ્યો કીજે રિ વાઢ્યો વે બોલ વક બોલ કસાઈ; ફાર સૌ ઘુંઘટ ઓટ અટ° સો છડી તો કુટ્યો અધકો જ્યું વસાઈ; કેસવ એસે સખીની કો મારી રિ સીખિ કરે હીતકી જ્યું હસાઈ; વારહિ વારકો રૂશનો વારૂ વહાઉ સુબુધિ વિયોગ વસાઇ. ૩૯ અર્થ—એક સમાને વિશે અધમા નાયકાએ માન કીધું તયારે પ્રભુજી મનાવતાં અનાવે ત્યાં પોતે ઉઠી આવીને વાતો કરવા માંડી. ને કપટ કાપી નાખ્યું જે કાન્હ સાથે કીજીએ અને તે જીભ વાડીએ જે જીભે પ્રભુજીને કડવું બોલાય ને તે ઘુંઘટો ફાડી નાખીએ જે દ્રષ્ટીએ પ્રભુજીને જોતાં આડો પડેછે અને તે દ્રષ્ટી ફોડીએ જે દ્રષ્ટી હરિના ઉપર થઈને દોડે ને હે કેશવરાય એવી સખીનેતો ઠામ મારીએ જે માઠી બુદ્ધિ શીખવીને હીતની હાણ કરે ને જે ઘડીઘડીનું રીસાવવું જે તે પરૂં બાળો અને તે બુદ્ધિ પાણીમાંહી વહેતી મુંકી જે વિયોગને વેચાતો લઈને આવે છે. ૩૯

દુહો.

એ વિધિ નાયક નાયકા, વરનહુ સહિત વિવેક; જાતિ કાલ ભવ્ય ભાવતેં, કેશવ જાતિ અનેક. ૪૦ અર્થ—એણે પ્રકારે કેસવદાસ કહે છે કે નાયક નાયકાને વિવેક સહીત વર્ણવ્યાં. વળી જાલ ભવ ભેદ અનેક પ્રકારના છે, ઘણા ભેદ છે. ૪૦

अथ स्त्री त्याग नाम कहे छे.

દુહો—તજી તરની સંબંધકી, જાનિ મિત્ર દ્વિજરાજ; સખી લેત દુખ ભૂખતે, તાકી ત્રિય તે તાજ્ય. ૪૧

पुनः

દુહો—અધિક વર્ણ અરૂ અંગ ઘટિ, અત્યંત જનકી નારિ; તજી વીધવા પુજ્યતા, રમિયો રસિક વિચારિ. ૪૨

અત્રે બેઊ દુહાનો ભેગો અર્થ.

એટલે પ્રકારે કેસવદાસ કહે છે. જે રસિક હોય તે એ સ્ત્રીથી વેગળા રહેજો. જે સ્ત્રીથી સગાઈ હોય બળી બીજી જે કોઈ ઇષ્ટ મિત્રની સ્ત્રી થકી વેગળા રહેજો. અને જે દુખ ભુખથી રાખે તે જેના ચાકર રહીયે તેની સ્ત્રી થકી પણ વેગળા રહીએ. ને બ્રાહ્મણની સ્ત્રીથી પણ વેગળા રહેજો. ૪૨

वळी अन्य कहेछे.

આબીક વર્ણ જેને ડીલે ફોલ્લા હોય અથવા ખસ હોય તેથી વેગળા રહીએ જેને અંગે હીણ ખોડ હોય.તે થકી વેગળા રહીએ. ને અંત-જાતી છ પ્રકારની તે થકી પણ વેગળા રહીએ, વળો પુજ્યાને સ્થાનક હોય તે થકી પણ વેગળા રહીએ. ૪૨

इत्या स्त्रीधमा लच्छन.

દુહો—યહ સંયોગ શ્રંગારકી, કેશવ વરની રીત; વિપ્ર લંબ શ્રંગારકી, રીતિ કહોં કરિ પ્રીત. ૪૩ અર્થ—કેશવદાસ કહે છે કે સંયોગ શ્રંગારની રીતિ કહી. હવે યોગ શ્રંગારની રીતિ પ્રીતિ કરીને કહુ તે સાંભળો.

ઇતિ શ્રી મન્મમહારાજા કુમાર શ્રી ઇંદ્રજીત

વિરચીતાયાં શ્રી રસીક પ્રિયાયાં

સંયોગ શ્રંગાર વર્ણનો નામ

સપ્તમો પ્રભાવ.

સંપૂર્ણ.



# प्रभाव ८ मो.

अथ विप्र लंब श्रंगार लछन्न कथ्यते

દુહો—વિછુરત પ્રીતમ પ્રીતમી, હોત જ્યું રસ તિહિ ઠૌર; વિપ્ર લંબ શ્રંગાર કહિ, વરનત કવિ સિર મૌર. ૧ અર્થ—સ્ત્રી ભરતારને વિછોહ થાય, ત્યાંહાં જે રસ થાય વિયોગમાં તેને કવિયો ના મુગટ મણી છે તે એને વિયોગ શ્રંગાર કહેછે. ૧

अथ स्त्री विप्र लंबस्य भेद.

દુહો—વિપ્ર લંબ શ્રંગાર પુનિ, કરૂના માન પ્રકાશ; વિપ્ર લંબ કે ભેદ યહ,ચારહિ કેશવદાસ. ૨ અર્થ—વિપ્ર લંબ ચાર પ્રકાર કેશવદાસ કહેછે તેમાં પ્રથમ પુર્વાનુરાગ બીજો કરૂણા, ત્રીજો માન, ચોથો પ્રકાશ. ૨

अथ पुर्वानुरागस्य लछन्न.

દુહો—દેખહિ ઘૂતી દંપતી, ઉપજતહે અનુરાગ; બિનુ દેખે દુઃખ દેખિએ, સો પુર્વ અનુરાગ. ૩ અર્થ—દંપતી જે સ્ત્રી ભરતાર તેનું જે પ્રથમ દ્રષ્ટીએ મળવું તે વારે બેહુના મનમાં પ્રીતિ ઉપજેને કોઇ કોઇને દેખે નહીં તે વારે ઘણું દુખ પામે તેનું નામ પુર્વાનુરાગ કહીએ.

કવિત. ફુલ ની દીખાઓં સુલ ફુલ તીહે હરિ વીનું દુર કરી માલા બાલ વ્યાલ સી લગતુહે; ચંવર ચલાઓં જીન વીંજન હલાઓં લાગે કેસવ સુગંધ વાયુ વાઇ સી લગતીહે; ચંદન ચઢાઓં જીન તાપ સી પડત તનું કુંકુંમ ન લાઓં અંગુ આગી સી લગતીહે; વાર વાર વર્જતાહું બાવરી દ્વૈ વારે આંની વીરા નખ વાળ વીરી વીસુ સી લગતીહે. ૪ અર્થ—એક સમાને વિશે રાધાજી પ્રભુજીને વિરહે કરીને અત્યંત દુઃખ પામેછે તે વારે સખી ઉપચાર કરેછે પણ એ કાંઇ ગમતું નથી સખી મુને ફુલ દેખાડ માં, મને શુલ વધેછે. હરિ વિના મને માલા ફુલની સર્પ પ્રાય લાગેછે અને ચંમર હલાવો માં, વીંઝણે વાયુ પણ ન નાખો અને સખી સુગંધ વાયુ આવેછે તે મને વાઇ સરીખો લાગેછે. ચંદન ચડાવોછો જાણીયે તાવ સરીખું ચડેછે. કુંકુંમ જે કે કંકુ તે જાણીયે તે આગ સરીખુ લાગેછે. વારેવારે વારું છું, ઘેલીયો છો, આણીને બાલોછો, બીડા ખવરાવોછો તે વિખ પ્રાય લાગે છે. ૪

अथ श्रीस्वामीनीजीको प्रकासपूर्वानूराग

**સવૈયો**

કેસવ કેસેહું દીઠ ન ઇઠી તે દીઠી પેરૂં અતિ ઇઠી કેનાઈ; તાદિનતે મન એ-રૈ કૈ આનિ ભઈ સુ ભઇ કહિ કાહું ન જાઈ; હોયગિ હાંસિ જ્યું આવે કછી કહું જા નલિ તું તાઇ બુઝન આઈ; કૈસે મિલારિ મિલ વીનું કયું રહું નેનનિહે તુહી ડરમાઈ. ૫ અર્થ રાધાજી સખી આગલ વાત કરેછે કે હે સખી મ કેસો રાય કદીએ દીઠા નોહોતા તે આચીંતાજ માહારી દ્રસ્ટે પડયા તે દહાડા થકી મને એવી વેદના ઉપની છે. તે કેમે કહી જાય નહીં ને જો કયાંચે કહેવાઇ જાશે તો હાંસુ થાસ્યે. હે સખી તુને હેતુ જાણીને પુછવા આવીછું, જે કુંણ પ્રકારે મલું અ-ને મળ્યા વિના કેમ રહું. નેત્રમાં છે અને હૈયાને વિષે બીહીક છે. ૫

**સવૈયો.**

યેક સમે વ્રખભાનું સુતા સજની ગનમે જનની સંગ બેસી; જાત ઉન્હે ચીત યૈ જીહિ રીતિસું પ્રીતિ હિયે કહિ જાઈ ન તેસી; તાદિનતેં જુગકી જુવતી નીકી લાગતિ કેશવ ભાંતી અનેસી; ચાહિ ફિરયો ચિતુ ચક્ક ચહુન કહું દુતિ દેખી વામુખ કેસી. ૬ અર્થ—એક સમાને વિશે વૃષભાનસુતા સખીજન માંહી માતા પાસે બેઠાં હતાં તે વારે પ્રભુજી આગળ થઇને નીસર્યા તે વારે રાધાજીએ પણ પ્રીતિ દ્રષ્ટીએ જોયું તે પ્રીતિની રીતિ કાંઇ કહી ન જાય તે દહાડા થકી જગત ની જુવતી જે સ્ત્રીયો છે તેની જે ભાતિ છે તે કેશવરાયને અનેસી લાગેછે અને ચિત્ત તે દહાડાનું ચાકડે ચડયુંછે ને કાંઇ ગમતું નથી પ્રભુજી કહે છે જે મુખ, મેં દીઠું તેવું કેનું કયાંઇ દીસતું નથી.

प्रकाश श्रीजीको पुर्वानुराग लच्छन.

**સવૈયો**—ભાંતિ ભલી વ્રખભાન લલી જખતે અખિયાં અખિનિસુ જોરી; ભોંહ ચઢાઇ કછુ ડર પાઈ બુલાઇ લચે હસિ કેશવ ભોરી, કેશવ કાહું સુતા દિનતેં રૂચિકે ન વિલોકન કેતા નિહારી; લીલવુહે સબહિકે સીંગાર અંગારન જ્યો બિનુ ચંદ ચકોરી. ૭ અર્થ—એક સમાને વિશે રાધાજી ઊભાં હતાં ત્યારે રાધાજી એકાંત જાણીને કટાક્ષ કરીને પ્રભુજીના સામું જોયું, હશીને મરકલું કર્યું. ભોંહ ચડાવીને સમશાએ કરીને બોલાવ્યા, ઘણુંજ માન દીધું તે સખી સખીને કહેછે. હે સખી કે શવરાય મેં દહાડા પછે પ્રીતિ કરીને સામુ જોતા નથી. કોઇને પણ મેં ઘણા ઘણા નોહારા કીધા ને સરવે શ્રંગાર તે અંગારા જેવા લાગે. ૮

દુહો.

અવલોકન આલાપતે, મિલવેકું અકુલાઇ; હોત દિશા દશ વિનું મિલે, કેશવ કહ્યો કહિ જોઇ. ૮ અર્થ—જોવું, બોલવું, મળવું તેણે કરીને મળવાને આકલા થાય તેને વિણુ મળ્યે કાંઇ કામની દશ અવસ્થા છે તે હોય. ૮

પુનઃદુહા.

અભિલાખ સુચિંત ગુન કથન, સ્મૃતિ ઉદ્વેગ પ્રલાપ; ઉન્માદ વ્યાધી જડતા ભયે, હોત મરન પુનિ આપ. ૯ અર્થ—તે એ દિશા દશ છે તેનું નામ-એક અભિલાષ, બીજી ચિંતા, ત્રિગુન કથન, સ્મૃતિ ઉદ્વેગ, છઠો પ્રલાપ, ઉન્માદ, વ્યાધી, જડતા, દસમી મર્ણ અવસ્થા એ દશ કામની અવસ્થા જાણવી.

अथ अभिलाष लच्छनं.

દુહા—નેન વેન મન મિલિ રહે, વાહે મિલ્યો શરીર; કહે કેસવ અભિલાષ યહ, વરનતહે મતિ ધીર. ૧૦ અર્થ—નેન જે ચક્ષુ વેણ કહેતાં વચન ને મન એટલે વાને મલ્યા પણ અંગોઅંગ મલ્યા વિના છન આવે તે અભિલાષ તેનું નામ કહીએ. ૧૦

अथ स्वामीनीजीनो प्रछन अभिलाष.

સવૈયો—સુધિ બુધ્ધિ ઘટો દુતિ દેહ મિટી દિનહી દિન ચાહિ એ બઢી ફીસી; કછુ કેસવ આપને પેટકિ પીર દુરાવતીપે મુખ કાઢિ તીસી; ખીસ આર્યા સુખ ભુખ સખી નીશી નીંદ પરી ચિત ચાહતી આઠીસી; ગચો કછુ ગાંઠિ તે છુટ છબીલી સૌ કાહિતે ડોલતિ ડાઢ તીસી. ૧૧ અર્થ—સખી શ્રી રાધાજી પ્રત્યે કહેછે. હે રાધે તારી સુધ્ધિ બુધ્ધિ ઘટી દીસેછે. અને દેહની દુતી જે કાંતી તે પણ ઘટી દીસેછે, અને દહાડે દહાડે ચીંતા વધતી દીસેછે અને કેસવરાય કહેછે અને પોતાના પેટની પીડા પોતાતા પેટમાં છુપાવે છે. પણ મોઢે કાઢતા નથી તે શું કેને પણ તું કહેતી નથી ને સુખ વીસારી મેલ્યું, ભુખ વીસારી મેલી, નિદ્રા પણ ગેલી, જેમ દહાડી દહાડીનો વ્યાપાર વધે તેમ ચિંતા વધેછે. ને હે છબીલી કાંઇ છુટી પડે છે તો અરધ બલી પ્રાય ચાલેછે તે શું છે તે કહે. ૧૧

अथ श्री स्वामीनीजीको प्रकाश.

સવૈયો—જો કહું દેખ લગે દિખ સાધહિ દિખાવતિહી દિનહો, જુત જેહો; યાહિમેં કેસવ દેખિયે બાલનિ દેખહો દેખ સખી અબ કેહો; ઊનકો દુરિ દે-

ખહુ દેહુ જ્યું આપનો દેહને દેખનિ દેહો; દેખવેકું વહેરાવતિ મોહિસુ હુખ કહા કહ્યુ દેખહિ લેહો. ૧૨ અર્થ—સખી રાધાજીને કહેછે જે તને દેખાડીયે તો ત્યાં દેખવાની સાદર લાગશે. દેખાડશું જે વારે તે વારે દિન પ્રત્યે દીઠા પખે દુખ પામશો તે માટે અહીં કેસવ ઉભાછે. બોલીશ માં, પણ જો દેહ છુપાડીને જોવું, પોતાનું દીલ દેખાડીશ માં એમ સખીએ કહ્યું તે વારે નાયક બોલ્યા કે મને જોવા દેશોમાં કોહોછો અને એને કોહોછો. તે શું હું કાંઇ જોયે માંહીથી હરી લેઊછું. ૧૨

अथ श्रीजीको प्रछन अभिलाख.

**સવૈયો**—પાઇ પરો બલ જાઊં મનોહર આપુંન શી ન કરો અખ તાહુ; દેખે અઘાત નહીં દિનકે ફિરિ વાર કહા અન દેખે હું જાઊં; મોસુ કહીસું કહી અખ કેસેહું કેસવ કાન્હ પત્યા હુંન કાહું; ડાગ હુગે જગહે ચિનું ધીરજ તા તોહે ને હું સીરા ન ખાઉ. ૧૩ અર્થ—સખી શ્રી પ્રભુજીને કહેછે કે હે પ્રભુ તમને બલિહારી જાઉ. તમે આપ સરીખી નાયકા પ્રત્યે મ કરો, દિવસને દીઠે ધ્રાયા નહીં તો હવે એકવાર વળી દીઠા વિના ફરી ગયા તેજ થયું. મો પ્રત્યે જે કહ્યું તે કહ્યું પણ ફરી બીજી કોઇની પ્રતીત આણી કેહેશોમાં. ધૈર્ય રાખો ધૈર્ય રાખ્યા વિના ઉન્હુ જમતાં બળશો ને ધૈર્યથી હળવે ઠરેથી જમીયે. ૧૩

अथ श्रीजीको प्रकाश अभिलाष कथ्य ते.

સવૈયો—હે કોઊ માંઇ હોતુ ઇહકો યહ જાહુ કેહ કહિ વાહી વહેહે; ન્યાઇ હી કેસવ ગોકુલકી કુળટા કુળ નારિની નાઊ લહેહે; દેખ રિ દેખિ લગાઇ ટગાઇ તનો સો ધાલી જ્યું ડાર રહેહે; કો હેરિ કો જેસે જાનતિ નાહિ ખકાલહી હીકા કે સંદેસ કહેહે. ૧૪ અર્થ—એક સમાને વિશે રાધાજીની સખી પ્રભુજીને ખારણે વારે વારે જોઇ જાય તે વારે પ્રભુજીની સખીએ દીઠી. તે વારે સખી બોલી, ખાઇ કોઇ એને હીતકારી છે જેવું કહીએ તેને એવુંજ જઇને કહે અને ત્યાંયે કેસવરાય કહેછે. આ ગોકુલની સ્ત્રીઓ છે, તે કુળને તારે એવી છે; એક ટકે જોઇ રહી છે. સોના સરીખ ગાતરે જડાઇને છુપીને ઉભી છે. કોણ છેરે એને હુંતો જાણતી નથી. કેઇવારની કેના સંદેસા કહેછે. ૧૪

अथ चिंता लछन प्राह.

દુહો—કેસે કે મિલિયે મિસે, હરિ કેસેં ખસ હોય; યહ ચિંતા ચિત ચેતકે,

વરનત હે સબ કોઇ. ૧૫ અર્થ—સ્ત્રી ભરતાર તે પરસ્પરે મનમાં એમ જાણેછે એમ કે દહાડે મલીશું. કેમ વશ થાશે એવો દહાડી મનમાં વિચાર કરે તે ચિંતા. ૧૫

अथ श्री स्वामीनीजीकी प्रछन चिंता.

દુહો—અપનો ઉતનો આપનો, હોતનિ દેખે જાહિં; આપન ભીત આપને, કર્યો મન કરહી ત્યાહિં. ૧૬ અર્થ—વળી રાધાજી મનમાં કહેછે કે જેને જોયા પછી આપણું આપણપું વીસરી જાયછે કહેતાં સુદ્ધિ બુદ્ધિ જાય. જો આપણું મન આપણે હાથ રહેતુ નથી તો પરનું મન આપણે વશ કેમ થાય. ૧૫

अथ प्रियाजीको प्रकाश चिंता.

કવિત—પ્રેમ ભયે રૂપ રૂપ સંગીવ સંકોચ સોચ વીરહ વિનોદ શીપીલ પીલીયત પચીકે; તરલ તુરંગ અવલોકીની અનંત ગતિ રથ મનોરથ રહે પેલ્લ પ્યાદે ગુંન ગચીકે; દુહુ ઓર પખો જોર ઘોર ધનૈ કેસોદાસ હોઇ જીતી કોનકી કો હારે હીયે લચીકે; દેખત્રુ તુમ્હે ગોપાલ તીહી કાલ ઊહી બાલ ઉર સતરંજકી સી બાજી રાખી રચીકે. ૧૭ અર્થ—રાધાજીની સખી પ્રભુ પ્રત્યે કહેછે કે હે મહારાજ જે દહાડાથી તમને રાધાએ દીઠાછે. તે દહાડાથી રાધાજી મનમાં સેતરંજની બાજી માંડીછે તે કહીયે છીએ. એક પ્રેમ બીજો એ બેના નજર સંકોચ સોચ એ બે વજીર એક વિરહને વિનોદ તેણે ઘણો બાહુ થઇને બેસેછે. તરલ જે તુરંજ તે ચંચલ તેના જે તુરંગ એવું જે અવલોકવુ જે જોવું તેતો જાણીએ ઘોડાજ ન હોય. અને મનોરથ રૂપિયા જે રથ હાથીને ઠામે અનેક અનેક ગુણ તે તો પ્યાદલ તે વીચે માંડી રાખ્યા છે. બન્ને પાસે જોડ માંડીછે. ઘણા ઘોર માંહી થાયછે. હે કે સવરાય કુણ જાણે જીત કોની થાશે અને કુણ હારશે. ૧૭

अथ श्री प्रियाजीको प्रछन चिंता,

કવિત—કેસોદાસ સકલ સુવાસ નિવાસ નેત, કહી કુંભ ભૃગુટી વિલાસ ત્રાસ બાલીહે; કેસો એસો દિન વડ ભાગી અનુરાગી જેહી, મેરી દ્રગ વાકે સંગ લાગી લાગી ડોલીહે; એસે દ્વૈ હેં ઇસ કુની આપને કટાક્ષ મુગ મદ વનસાર સમે મેરે ઉર ઓલીહે; દીપક સમીપ નીસી પની દીપતી વિલોકે યહ, ચિત્રકી પુતરી જ્યું કહું હસી બોલીહે. ૧૮ અર્થ—એક સમાને વિશે પ્રભુજી મનમાં ચિંતા કરે છે જે રાધાજીનું તન જે શરીર છે તે સુગંધનો નિવાસ છે અને એની ભ્રકુટી જે ભ્રૂહ

તેનો જે વિલાસ ત્રાસ તે બીહીવું તે મુકીને ક્યારે સનમુખ જોશે. બાઇ તે દીવસ કેવો હશે. મોટા ભાગ્યની ધણીઆણી એવી જે રાધાજી તે રાગી કહેતાં પ્રીત કરીને મારી જે આંખ તેને સંગાત જોડીને ચાલશે. ને વળી પોતાની મેળે કટાક્ષ દ્રસ્ટે કરીને મારી છાતી ટાઢી કરશે. અને દીવાને પાસે દીપતી જે કાંતી તે જોઇને ચિત્રામણની પુતળીની પેરે મુખે એ મૌન ધરીને રહી છે તો તે ક્યારે હસીને બોલસે. ૧૮

## श्रीजीनी प्रकाश चिंता.

સવૈયો—રાધિકાકી જનનીકો જની કોઉ કોહું સ્વયંવર વાત ચલાઇ; દેવ કુમારસી ગોપ કુમારની માંનું દે બ્રખભાનું બુલાઇ; કેસવ કેસેહુ બાલ ભલી યહ માલ સો મેરે હિયે પહિરાઇ;તોસિ સખી સમ હે સંગ વાકે સુ ક્યોં યહ બાત સબે બનિ આઇ. ૧૯ અર્થ—એક સમાને વિશે પ્રભુજી સખીના આગળ કહેછે કે હે સખી એવી કોઇ ડાહી છે જે રાધાજીની માતાને કહે જે રાધાજીનો સ્વયંવર કરાવે. દેવ કુમાર સરીખા જે ગોપ કુમાર છે તેને માન દેઇને બ્રષભાન બોલાવે. કેસવરાય કહેછે ને એ જે બાલ જે રાધિકાજી તે ભલી થઇ ને માળા મારા ગળામાં ઘાલે અને તું સરીખી છે જે સખી તેને પાસે રાખી શિખામણ દે એ સઘલી વાત કેમ બની આવે. ૧૯

## अथ गुन कथन चेष्टा.

દુહો—જહાં ગુનગની દેહ દ્યુતિ, વરને કવન વિશેષ; તાકુ કહિએ ગુન કથન, મનમથ મથન સુલેષ. ૨૦ અર્થ—જ્યાં દુતી જે કાંતી તેના ગુણ ગણી ગણીને વખાણ કરે, જે સ્ત્રી પુરૂષના વખાણ કરે. જે પુરૂષ સ્ત્રીના વખાણ કરે તેનું નામ ગુણ કથન કહીએ. ૨૦

## अथ पियुको प्रछन गुण कथन.

કવિત—કીરતની સહીત નિજ કેસવ કુવર કાન્હ, કેવલ અકીરતી નૃપતિ સોમ માનીયે; છુવતી ચંપક પાત કુમલાઇ જાત તન અતિ હરખાત ગાત હરિ જ્યુંકે જાનીયે; કોમલ સુવાસ જ્યું ન ધ્યારેકે પરમ માન, કંટક કલીત નાલ નલીન બખાનિયે; લોચન વિશાલ ચારૂ મદન ગોપાલ જ્યુંકે મદન સરની દરસન રસ હાનિયે. ૨૧ અર્થ—શ્રી રાધાજી પ્રભુજીના ગુણ કહેછે. કાન્હ કુમાર નિત્ય કીર્ત્તિવંત છે. અને સોમ જે ચંદ્રમા તેની અપકીર્ત્તિજ છે તે કલંકી છે. અને ચંપો તેની જે કળીની પાંખડી છે તે તો હાથે લગારેક ઝાલીએ તો કરમાઇ જાય છે. અને પ્રભુનું શરીર

નિત્ય હર્ષ યુક્તછે, ને પ્રભુજીના હાથ તે પરમ કોમલછે, સુગંધ યુક્ત છે. અને કમલ નાલ તો કાંટે યુક્ત છે તે હાથની બરાબરી ન આવે અને મદન ગોપાલનાં જે લોચન તે વિશાલ મનોહર છે. અને કામનું જે બાણ તેની ઉપમા દીજે તો રસની હાની થાય તે થકી અધીક છે. ૨૧

प्रियाकौ प्रकाश गुण कथनं.

**સવૈયો**—ખંજન હે મન રંજન કેશવ રંજન નેન કીધું મતિ જીકી; મીઠી સુધાકે સુધા ધરકી દુતિ દંતનકી કિધું દાડમ હીકી, ચંદ ભલો મુખ ચંદ કિધું સખિ મૂરતિ કામકે કાન્હકી નીકી; કોમલ પંકજ કે પદ પંકજ પ્રાન પિયારેકે મૂરતિ પીકી. ૨૨ **અર્થ**—રાધિકાજી સખી આગળ કહે છે કે હે સખી આ ખંજન પક્ષી મનને રંજન કરે છે કે, ના કેશવરાયનાં નેત્ર અધીક છે. મારી મત તો હું એમ જાણું છું. અને સખી અમ્રત મીઠું કે, ના પ્રભુજીના અધર રસ મીઠો. ને દાડમનું તેજ અધીક કે ના, ના પ્રભુજીના દાંતનું તેજ અધીક છે ને સખી ઉગેછે તે ચંદ્રમા ભલો કે ના, ના પ્રભુજીનાં મુખ રૂપીઓ ચંદ્રમા ભલો, મુરતી કાન્હની સારી કે ના કામની ફુટરી. પંકજ કમલ તે ફુલા પ્રાણ વહાલા કહીજે કે, ના પ્રભુજીની મુરતી વહાલી કહીએ. તે વારે સખી કહેછે પ્રભુને જે ઊપમા દીજે તે શોભેછે. ૨૨

पियुको प्रछन गुनस्य कथनं.

**સવૈયો**—જો કહું કેસત્ર સોમ સરોજ સુધા સુર ભૃગિત દેહ દહેહે; દાડમ કે ફલ શ્રીફલ વા દ્રુમ હાટક કોટક કષ્ટ સહેહે; કોક કપોત કરી અહિ કેસર કોકિલ કીરકું ચોલ કહીહે; અંગ અનુપમ વાતિયકે ધનકી ઉપમા કહિવેકિ રહીહે. ૨૩ **અર્થ**—પ્રભુજી રાધાજીનું વખાણ કરેછે. જો સોમ જે ચંદ્રમા સરીખુ મુખ રાધાજીનું કહું, તો તે તો દેવતાએ અમૃત પીને તેને એઠો કરી મુકયો છે. જો દાડમના ફળ તો જો રાધાજીના દાંત જોઇને આફણીએ ફાટી પડેછે અને શ્રીફલ અને બીલાં તેતો નિરસ છે ને સ્તન તો રસે યુક્ત છે અને વિદ્રુમ જે પરવાળા છે તે તો કઠીન છે અને અધર કોમળ છે અને હાટક જે સુવર્ણ તે તો કશોટી પામે છે પણ તોય કોમળ થતું નથી અને રાધિકાજીની દેહતો સદાય કોમળ છે, અને કોક જે ચક્રવાક છે તેહનો તો વિયોગ છે, કપોત જે હોલો, કરી જે હસ્તી, અહી જે સર્પ, કોકીલ જે કોયલ, કીર જે પોપટ, એતો સર્વ મલીન છે. અને રાધાજીનું અંગ તો અનોપમ સુંદરછે. એતો જીવ એની ઉપમા માત્ર કહેવાને રહીછે. ૨૩

अथ पियुको प्रकाश गुन कथ्यते

સવૈયો—લોચન વીચ ચુભી રહી રાધાકી કેશવ કેસેં હું જાતિ ન કાઢી;માન હમેરે ગેહિ અનુરાગનિ કુંકુમ પંક કલંકિત ગાઢી, મેરિય લાગિ રહીતનું તાતનું યોં દુતિ નીલનિ ચોલકી વાઢી; મેરેહિ માનું હિયે કહું સુધતિયેં અરબિંદુ દિયે મુખ ઠાઢો.૨૪ અર્થ—પ્રભુજી સખી આગળ કહેછે હે સખી મારી આંખ્યોમાં રાધાજીની કાંતી ચુભી રહીછે, વશી રહીછે તે કેશવરાય કહેછે કે કેમે કાડી જાય નહી અને કુંકુમના જે તીલકે પીલ કીધીછે તે જાણીએ મારો અનુરાગ જે પ્રીતિ તે રૂપણી રાતી તેણેજ ગાઢી કરીને ગ્રહી ન હોવે શું અને નીલાંબર પહેરેલાં છે તેની જે કાંતી તે મહારા હૃદયામાં વળગી રહી છે તે જાણીએ ચાળકો માર્યો ન હોય શું. તેની પેરે લોળ ઉઠે તેમ વળગી રહીછે અને મુખ આડુ કમલ દેઇને ઊભી રહી છે તે જાણીએ મહારા હૃદય કમલને ગ્રહતીજ ન હોય પરિમલને મિશે કરીને. ૨૪

अथ स्मृति लच्छनं.

દુહો—ઔર કછુ ન સુહાઇ ઉહાં, ભૂલ જાઇ જહાં કામ; મન મિલવેકી કામના, તાકો સમૃતિ હે નામ.૨૫ અર્થ—જ્યાંહાં કાંઇ બીજુ ગમે નહી અને બીજું કામ સઘળુએ વીસરી જાય, મનમાં મળવાનીજ વાંછના કરે, તેનું નામ સ્મૃતિ કહીએં છીએ. ૨૫

स्वामीनीजीको प्रछन स्मृति.

સવૈયો—બોલ્યો સુહાઇ ન એલ્યો સુહાઇ ન દેખ્યો સુહાઇ ન દુખ બઢયો સો; નીકિય બાત સુને સમુઝે ન મનોમન કાહુકે મોહ મઢયોસો; કેશવ ક્યું તિયો હિયમેં મત્ત મુઢ ભયો ગુન ગુઢ પઢયોસો; કો કરે સાજ બજાવેઇ કૌન નહી યાકો કછુ ચીતક ચાક ચઢયો સો. ૨૬ અર્થ—સખી સખી પ્રતયે કહે છે. આજ રાધાજીનું મન ચાકડે ચડી રહ્યું હોય એમ દીસે છે. કેનું પણ બોલ્યું ગમતું નથી. તે શું? કોઇનું સામું જોયું ગમતુ નથી, હઇયામાં દુખ વાધ્યું દીસેછે, સારી વાત પણ સાંભળતી નથી, સમજતી નથી. જાણે મન માં ઢાંક્યું ન હોય શું. સખી કહેછે કે સૌરાય હું હઇયામાં બોલુંછું જે એની મતિ મુઢ થઇછે કે કોઇ ગુણના સમુહ ભણીછે. જંત્રનો સાજ કુણ કરે અને બજાડે કોણ એનું ચિત તો જાણે ચાકડે ચડ્યું છે. ૨૬

स्वामीनीजीनी प्रकाश स्मृति.

સવૈયો—મેરે મિલાઇ હવે મિલિહોં મન મોહન સો મન મોહિ ન દીજે; મોન

हि मौन भने न कछुं अब कौ मनुं आनंदके रस भीजे; ऐसेहि केशव केसैं जिये अहो पान न खाहु पै पानि न पीजे; जातिहे कोण कहा करि होत वसो वन जो गो संकोचन कीजे. २७ અર્થ—એક સમાને વિશે રાધાજીને સ્મૃતિ ઉપનીછે ત વારે કાંઈ બોલ્યું ગમતું નથી તે વારે સખી કહેછે કે હે રાધાજી જે વારે તું મળવીશ તે વારે મળશો તો હમણાંજ મનમોહનને મોહ ઉપજાવીને પોતાનુ મન આપીને મળીએ નહીં અને હે સખી આખો દિન મૌન ધરીને બેઠાં કેમ ચાલે કંઈએક તો માનનો દેનારો જે પિયુ તેના રસમાં ભીજીએ. કેશવરાય કહેછે એમ કેમ જીવીએ. પાન ન ખાઈએ અને પાણી ન પીજીએ અને હે સખી કોઇ જાણશે તો શું કરીશ. જો હઈયામા સોચ છે તે વિચાર છે તો સંકોચ ન કીજે. २७

अथश्री पियुको प्रछन स्मृति.

सवैयो—घोर घनो घनसार घस्यो घनश्याम सुचंदन ले तनू रेल्यो; केसव कुंजको कुल चिते प्रतीकुल भये भय फूलनि फुल्यो; भुलसें डोलति बोलति हुं उतजातकि ते मन संभ्रम भूल्यो; जानतिहुं यह काहुके आज मनोहर हार हियोलनि जूल्यो. २८ અર્થ—એક સમાને વિશે પ્રભુજીને હૈયામાં સ્મૃતિ અવસ્થા ઉપની છે તે વારે કાંઇ બોલ્યું ચાલ્યું ગમતું નથી તે સખી સખી આગળ કહેછે. પહેલી ઉઠીને ઘનસાર જે કપુર તે ઘશી અને માંહી ચંદન મેલીને શરીરે વિલેપન કીધું અને કેસવરાય જે તે કુંજ જે લતા ગ્રહને પાસે જઈ જોઈને પાછા વળ્યા તે શા માટે ત્યાં અનેક જાતિનાં ફુલ ફુલી રહ્યાં છે. તે જોઈને મનમાં સામું દુ:ખ પામ્યા. વનને વિશે ભુલા પડ્યા હોય તેમ ફરતા દીસેછે અને જે મનમાં આવે તે બોલે છે. ચિતને વિશે ભ્રમ ભૂલ થયો હોય એમ ભુલા ભમે છે. જાણુંછું આ જ હરિનું મન કોઇ સુંદરીના મનોહર હાર રૂપીયે હિયોલે હીંચ્યું દીસે છે. २८

श्रीजीकी प्रकाश स्मृति लछन.

सवैयो—वासर वास भये विस केसवदासनी दासनीकी गत लीने; चंदन चांदनि त्यौ चित चाहत चंद्र के मंद्र चिते रस भीने; पान न खाइ नपानुं करे कछु हास्य विलास विदा करि दीने; ओह गोकुलके कुलको जिहि गोकुलनाथ कीहे ढीग कीने. २९ અર્થ—એક સમાને વિશે પ્રભુજીને સ્મૃતિ અવસ્થા ઉપની છે ને કાંઇ ગમતું નથી. તે સખી સખી આગળ કહે છે કે હે સખી પ્રભુજીને વાસ કહેતાં રૂડો પરિમલ અને વસ્ત્ર તે વિષ સરીખાં લાગેછે અને બિછાનાં તે તો

ડાંસ કહેતાં દરીઆના મોટા માંખા તેની પેઠે લાગેછે. ચંદ્રમાને ચાંદની જે અજ વાળી રાતરે તે જોયે થકે ચંદ્રવાક જે ચક્રવાક જેમ દુઃખ પામે તેમ પામેછે. વિર હ રસે એમ ભિજેછે. પાન ન ખાય પાણી ન પીયે કાંઇ ખાય નહીં અને હાસ્ય વિ લાસને વિદાયક કરી મુકયા છે સખી કહેછે કે ગોકુળની જે સ્ત્રીયો એવી છે જેણે ગોકુલનાથ એવા કરી મુકયા છે. ૨૯

अथ उद्वेग लच्छन प्राह ते.

દુહો—દુખદાયક દ્વે જાત તહાં, સુખદાયક અનવાસ; સો ઉદ્વેગ દિશા દુષહ, જાનહું કેશવદાસ. ૩૦ અર્થ—જેટલી સુખદાયક વસ્તુ હતી તેટલી સુખી દુખના દાયક અનાવાસ થઇ જાય તેને દસ અવસ્થાના ઉદ્વેગ અવસ્થા કહીયે તે કેસવદા સ કેહેછે. ૩૦

पियाका प्रच्छन उद्वेग दिसा लच्छन लिख्यते.

સવૈયો—ચંદનહી વિશકું દેહ કેસવ રાહુ યહી ગુન લીન ન લીનો; કુંભ જ- પાવન જાનિ અપાવન ભૌરે પિયો પવિ જાનુ ન દીનો; યાસું સુધાધર શેષ . વિષ ધરના ઊર્ધ્યો વિધિ હે બુધ હીનો; સુરસોં માઇ કહા કહિયે યહ પાપિ જ્યું આપ બરાબર કીનો. ૩૧ અર્થ—શ્રી રાધાજીને એક સમાને વિશે ઉદ્વેગ અવસ્થા વ્યાપી છે. તે માટે જેટલી રૂડી રૂડી વસ્તુ છે તે ભુંડી લાગેછે. ચંદ્રમાનાં કીરણ છે તે તો અગ્નિની પેઠ લાગેછે તે માટે ચંદ્રમાની નીંદા કરેછે. હે સખી એ ચંદ્ર માને તું ચંદ્ર ન જાણીશ. એતો વિષનો કંદ છે કહેતાં વિષનું મૂળછે. તેનું દ્રષ્ટાંત જાણે રાહે ગલીને પાછો મુકયો છે અને વળી કુંભજ જે અગસ્તજી તેણે સમુદ્ર પી ધો તે વારે ભુલે એ પીવાણો પણ અગસ્ત તો મહા પવિત્ર છે તે વારે પેટને વિશે થી કાડી નાખ્યો. તેણે જોયો જે એતો મહા અપવિત્રછે. બાધો સમુદ્ર કાઢયો તે એને માટે ચંદ્રમાને પેટને વિશે પચવા ન દીધો અને હે સખી બ્રહ્માજીની પણ કાંઇ બુધિ દીસતી નથી જે શેષ નાગ પૃથ્વિ બધીનો ભાર ઉપાડી રહ્યો છે જેને આ- ધારે ચોરાસી લાખ જીવ રહ્યાછે. તેનું નામ તો વિષધર પાડયો અને એને સુધાકર કીધો અને વળી પણ એ સુર્યનારાયણને શું કહીએ જે એ પાપીને બરાબર કીધો. એ ચંદ્રમાને પોતા પ્રાય કરીને થાપ્યો તે શું. ૩૧

अथ पियाको प्रकाश उद्वेग.

સવૈયો—કેશવ કાલહિ વિલોકે ભગિ વહ આગુ વિલોકિ વિના સમરે જ્યું; વાસર વિષ વિસે મિદિયો જીનકી જામિનિ જોતિ જરે જ્યું; પાલકતે ભુવિ ભુવિ તે પાલક

આલિ કરો રિ કલાલ કરેજ્યું; ભુખ દેઉ કછું વ્રજભુષન દુખન દેહકો હરી હરેજ્યું. ૩૨ અર્થ—એક સમાને વિશે રાધાજીને ઉદ્વેગ અવસ્થા ઉપની છે તેવ્યાપી છે તે સખી પ્રભુજી આગળ કહેછે. હે પ્રભુજી કાલે જે વસ્તુ તમે આપી હતી તે સારી પેઠે જોઇને સુખ પામી હતી. તે આજ જોવાને કાજે વારેવારે સંભારે છે, મરે છે, વાસર જે દહાડો તે વીશે વિષાજી મતે વિષ ખાધુ હોય ને પડી દીસે એમ મરડી નાખી છે. અને અજવાળી જે રાત્રી તે અગ્નિની પેઠે બળે છે અને પલંગ ઉપરથી ભૂમિયે આણે છે ને ભોંયથી પલંગ ઉપર આણે છે એમ કોરેક સખી ઉપચાર કરે છે. હે વ્રજભુષણ કાંઇક ભુષણ આપો જે જોઇને દેહનું દુખ વીસરે તેને માટે કાંઇક આભર્ણ આપો. ૩૨

श्रीजीको प्रछन उद्वेग दिशा वर्णन.

સવૈયા—મેઘ જ્યું હસીકે હંસન હેરત હંસન જ્યું ધન રૂપ ન પીવે; કંજન ચિત ચંદન ચાહન ચંદન જ્યો કંજન કયોહું ન છીવે; તાલતે વાગતિ વાગેત તાલનિ તાલત માલકિ જાન ન શવે; કેસિહે કેશવ યે જુવતી સુનિ એસિ દયા પિઉકી પલ જીવે. ૩૩ અર્થ—એક સમાને વિશે પ્રભુજીને ઉદ્વેગ અવસ્થા ઉપની છે તે સખી સખીને કહેછે કે હે સખી આજ પ્રભુજીને કાંઇ ગમતુ નથી તે કહે છે, મેઘની ઘટા દીઠે કાંઇ હંસ પ્રસંન થાય નહી તેમ પ્રભુજી કાંઇ હંસ દીઠે પ્રસન્ન થતા નથી અને હંસ જેમ મેઘ સામું જોતા નથી તેમ પ્રભુજી કાંઇ મેઘ સામુ જોતા નથી. અને જે કમળ જેમ ચંદ્રમાને વાંછતા નથી, ને ચંદ્રમાને કમળ જેમ સરાતા નથી તેમ ચંદ્રમાની પેર પ્રભુજી કમળનીને સારતા નથી. અને તલાવથી વાડીમાં ને વાડીમાંથી તલાવે આવેછે ને તાલતમાલનાં જે વ્રક્ષ તેની જાતીછે અને હે સખી કેસવ કહેછે કે તે યુવતી કેવી હશે જે પોતાના ભરથારની એવી દશા દેખીને જે જીવે તે સ્ત્રી કેવી હશે જે સખી પતિનું દુખ સહેછે.

पियुका प्रकाशउद्वेग प्रछेन.

સવૈયા—સોચિ સખી ભરિ રૈનિ વીલોચન કાપત દેખત ફુલે તમાલકી; ભુલસી ડોલતિ બોલત નાહિ ન વાગ ગયેકી કછુ તેરહી તાલકી; દેખ્યો જો ચાહત દેખિ ન આવત તે સમે આન વિખાઉરિ લાલકી; આજ કહા દિય સાધ લગી જબ દેખ્યો કછુ ન સુહાઇ ગુપાલકી. ૩૪ અર્થ—પ્રભુજીને પ્રકાશ ઉદ્વેગ ઉપનો છે તે સખી રાધાજીને કહેછે હે સખી પ્રભુજીને આજ દોહલું દીસે છે સોચીને આંખ્યો ભરી લેછે, તમાલના વ્રક્ષ ફુલાં જોઇ જોઇને થરથર ધ્રુજે છે, અને ભુ

ભુલ્યા સરીખા ભમેછે અને કાંઇજ મુખેથી બોલતા નથી અને હમણા થાડી મશે ગાયછે સકે કેહેતાં હરિ તલાવે ગયાછે, તને જોવા હીંડેછે પણ જોઇ શકતા નથી તે વારે રાધાજી બોલ્યાં કે હે સખી એવામાં કોઇ મને એ લાલને દેખાડો તે વારે સખીયે કહ્યું કે તને આજ ભલી જોવાની સાદર થઇ. જેવામાં ગોપાલજીને કાંઇપ ણ દીઠું ગમતુ નથી તેવામાં તને જોવાની સાદર થઇછે. ૩૪

अथ प्रलाप लछन वर्णन.

દુહો—ભમત રેહે મન ભોર જ્યું, હિતધન મન પરિતાપ; વચન કહે પિય પછી સો, તાકો કલહ પ્રલાપ. અર્થ—મન જે ભમરાની પેઠે ભમતું રેહે ને હીંડે મનને વિશે હેત અને તાપછે, તેને બે વાંના હોય પિઉની સખી હોય તેની આગેરાવ કરે તેને પ્રલાપ કહીયે. ૩૫

राधाजीनो प्रछन प्रलाप.

સવૈયો—ખેલન હાંસિન પૈરિ અઠાઉનહે તુનવે રૂહિયે કપટોસો; લેનો ન દેનો હલા ઉન ભલા ઉનના તિન ગોતિ કહા કહિ તો સો; આનિ દિયો મુખમેં દુખ કેસવ કેસે સહોંગિ કહા કહિ કોસોં; નેન ભરે ભરિ ગ્વાલ કહે અરિ દેખ્યો તે કાન્હ કહા કહ્યો મોસો. ૩૬ અર્થ—એક સમાને વિશે રાધાજીને પ્રભુજી હસતા ને સખી સાંભળતાં કાંઇ કહ્યું તે રાધાજીને દુખ લાગ્યું તેનું દુખ ધરે છે અને સખી આગળ કહેછે કે હે સખી એને સંઘાતે કાંઇ રમીએ નહી હસીએ નહી એની સેરીએ જઇએ નહી એને આગળ કાંઇ વાંકુ ચાલીએ નહી, ઝાઝુ કો ઇ શું હેત કરીએ નહી, વેર કીજે નહી એવો મારો સ્વભાવછે.કાંઇ લેવું દેવું નહી હીલવું મીલવું નહી, નાતી નહી ગોત્રા નહી તો તે સખી શું કહું કેસવરાએ સુખ માં આવી ને મહા દુખ દીધું તે કેમ ખમું કોને કહું નેન ભરી ભરીને ગ્વાલી ક હેછે સખી તે દીઠુ કાહાને મુંને શું શુ કીધું. ૩૬

स्वामिनीको प्रछन प्रलाप,

સવૈયો—આલિકે મઝિ મિલી હુની ખેલન જાનેકો કાહું યો આયે કહાતે; ડીઠી દીઠી ઠી પરચો ન કહું ઉહ દીઠ નહી હટ પીઠકી ધાતે; હોજ ગઇ ગમિ લ્યાજ નહી સોઠી જુરે, કેશવ કાપની પ્રાતે; એતી રીસમે નવચા કબહુ પેરહી વીચી હુ આખીયાં નીકે તાતે ૩૭ અર્થ—એક સમાને વીશે રાધાજીને કહેછેકે હે સખી આજ હું સખીને સંગાતે રમવાને ગઇ હતી તે કુણ જાણે આવ્યાંતા કાન્હ

ક્યાથી આવ્યા. તે ઓચીંતા દ્રસ્ટે પડ્યા અને આવીને પીઠની પેઠે કહ્યું જે બેઠા શું આવો, પાછલ આવીને ઘાત કીધી. સખી હું તો લાજમાં બુડી ગઇ વળી વળીને ઉ ઠે, રીસે પ્રભુજી એવી રીસ કોઇવારે મેં ખમી નોહોતી પણ લગારેક નેત્રમાં મીલા પ માટે ખમી. ૩૭

अथ श्रीजीनो प्रछन्न प्रलाप. ॥

સવૈયા—નીલ નિચૌલ દુરાઇ કપોલ વિલોક તિહિ કિયે ભોલી કિ તોહી; જાનિ પરી હસિ બોલતિ ભીતર ભાજી ગઇ અવિલોકિનિ મોહી; બુઝવેકી જક લગિહે કાનહહિ કેસવકે રુચિ રુપકી લોહી; ગૌરસકી સૌં બબકિ સૌં તોહિકે ખા- ર લગીહિ મોહી ૩૮

અર્થ—એક સમાને વિશે સખી રાધાજીને કહેછે જે મુને ઠાકોરજીએ પુ- છ્યું હે સખી લીલાંબરના ઘુંઘટા માંહી કપોલને ઢાંકીને જોતી મોં સામુ જોઇને ભીતર નાશી ગઇ ને કાનને ઓલખવાની રઢ લાગીછે અને કેસવ રાયને તારા રુપની રુ ચી કહેતા પ્રીતિ વાધીછે અને મુને કહે જે ગોરસના સમ તાહારા બાપના સમ મારા સમ જો ન કહેતો. બારણે લાગી ઉભી હતી તે કુણ હતી ને કેની કુંવરી હતી ૩૮

अथ श्रीजीको प्रकाश प्रलाप.

કવિત—મોહની મરીચીકા સૌ હાસ્યઘનસાર કો સો વાસ મુખ રુપ કીસૌ રેખા અવદાત હૈ; કેસોદાસ બેનીતોત્રિબેની સી બનાઇ ગુહી યામે મરે મનોરથ મુ નીશ અનહાત હૈ નેહ ઉર જૈસે નેન દેખી વેકુ વીસ જેસે વીજુકી જોહ ઉઝકેસે ઉ- ગી ઝાતહૈ; દેવીકીસી બનાઇ વિધિ કોનકી હે બાઇ યહ તેરે ઘર આઇ આજ કહી કેસી બાતહે ૩૯ અર્થ-એક સમાને વીષે શ્રી રાધીકાજી સખીને ઘેર આવ્યાં છે તેવારે પ્રભુજીએ દીઠી તેણે પ્રભુજી સખીને આગળ વખાણ કરેછે કે હે સખી એનો જે હાસ્ય છે તે જાણીયે મોહનીની મરીચીકો કહેતાં પડછાંજ ન હોય અ ને મુખનો જે શ્વાસ તે જાણીયે ઘનસાર જે કપુર પ્રાયછે અને રુપની રેખા હો ય તે મારા ઉરને વિશે ચોટીને રહીછે અને કેસોરાય કહેછે કે વેણી ગુથી છે તે તે ત્રિવેંણી સરીખી બનાવી છે ત્રિવેંણી તે શું. ગંગા, યમુના, સરસ્વતી, કેસ કા ળા છે તેતો જાણીયે જમુનાજી ધોળાં ફુલ મુકીને કેસ ગુંથ્યાછે તેતો જા ણીએ ગંગાજી છે. રાતી દોરીએ ગુથ્યાછે તેતો જાણીએ સરસ્વતીનું જળ છે તે ત્રિ વેણી જલ હોય તે શું તાયે તિર્થને વીશે મહારા મનોરથ રુપીયા જે મુની તે મ

રજન કરેછે તે નાહાય અને જોવાને માટે ઉદકી રહ્યાંછે તે જોવાને ઉતાવળાં થયાં એવાં જે નેત્ર છે અને જુહ ખ વીજાંકોશીછે કહેતાં ફરકી રહો છે અને ઉર જે સ્તન તે ઉદકી રહ્યાં છે કહેતાં અર્ધ ઉઘાડાં દીસેછે અને વિધિ જે બ્રહ્મા તેણે હેવી સરખી બનાવી છે. એ કોની બેટી છે અને તારે ઘેર આવી છે તે આજ કેવી વાત છે એમ વખાણ કરેછે. ૩૯

अथ उन्माद लछन.

દુહો—ગરકી ઉઠે છનિ ચલે, ચીતે રહે સબ દેખિ; સૌ ઉન્માદ જગાવહી, રોવે હસે વિસેખિ. ૪૦

અર્થ—ભડકીને ઉઠે, ઉઠીને ચાલે, વળી કહેના મુખ સાંમુ જોઇ રહે અને ઘડીએકમાં રોવે, ઘડીએકમાં હસે ગાવે તેને ઉન્માદ લછન એવી રીતે કહીયે ૪૦

प्रीयाको प्रकास उन्माद.

સવૈયા—કેસવ સુબુધ્ધિ બુધ્ધિ હરી તુમ ખીનુ વીથા અગાધિ કહિ વાઢી લટે છુટી લટકતી કઠી તટી લૌ ચીતવની નીઠ દીઠ કરી વાઢી; કરકતી તકી તો રત તનુ તલફતી અતિ અપાર ઉપચારની ડાઢી; સક સકચતી લે લે સાસ અચેત સો ચેત માનો પ્રેમ પ્રેત ગતિ ગાઢી. ૪૧ અર્થ એક સમાને વીશે રાધાજીને ઉનમાદ ઉપન્યોછે તે સુબુધ્ધિ નથી તે પ્રભુજી આગળ સખી કહે છે. હે કેશવરાય આજ રાધાજીની ગતિ અનેરી દીસેછે. આજ તમ પાખે રાધાજીને ઘણી અથા વેદના થઇ છે. કેસપાસ છુટા છે. એમ ફલીયામાં ફરતી દીસેછે અને ચારે દિશાએ જુવેછે અને નીચી દ્રસ્ટીયે કરીને વળી ઉભી થઇ રહીછે. વળી કાંઇ જોઇને બીહેછે અને વળી ત્રણાં તોડેછે. વારે વારે તલપે છે તે ત્રફડેછે. ઘણી ઘણી સખી ઉપચાર કરેછે અને કરગરે છે. ઘડીએકમાં અચેત થાય છે, ઘડીમાં સચેત થાયછે. જાણીયે પ્રેમ રૂપીયે પ્રેતે સુધ્ધિ ગ્રહીછે. ૪૧

अथश्री प्रछन पियाकौ उन्माद.

સવૈયો—કેસવ ચૌકિ નીસીચ તજૈ છતિયાં ધરકે તરકે તકિ છાંહી; બુઝિયે ઓર કહે સુહિ ઔરહિ ઔરકિ ઔર ભઇ પલ માંહી; ડીઠી લગી કીધું વાય લગી મન ભુલી પર્યો કે કિયો કછું કાંહી; ચુંઘટકી ઘટકી વટકી હરિ આજ કછુ સુધ રાધિકે નાહી. ૪૨ અર્થ—એક સમાને વિષે રાધાજીને ઉન્માદ ઉપન્યોછે તેને શુધ્ધિ બુધ્ધિ નથી તે સખી પ્રભુજીની આગળ કહેછે કે હે કેશવરાય આજ રાધાજીને ગતિ અનેરી દીસેછે તે જુવે તે વારે ચકીત થઇને જુવેછે. છાતી થરકી રહીછે તે

ધ્રુજી રહીછે. પોતાનો ઓછાંયો દેખીને પોતે ભડકે છે. અને પુછીયે શું ને બોલે શું. હે મહારાજ એક ઘડીમાં કાંઈ થઈ થઈ રહીછે કે કોઇની દ્રસ્ટી લાગીછે કે કાંઈ વાઈ થઈછે કે કાંઈ મન ભુલું પડયું છે, કોણે કાંઈ કામણ કીધુંછે. ઘુંઘટાની, શરીરની, વસ્ત્રની હે હરિ આજ કાંઈ રાધાજીને શુદ્ધિ નથી. ૪૨

## पियुकौ प्रछन उन्माद.

સવૈયો—ગુઢ અગુઢ પ્રકાશત વાત તિલોક અલોકકિ વાત સરીસી; રોવતિહે કબહુ હસિ ગાવત નાચત લાજકો છાંડિ છરીસી; કાહુકો સોચ્ય સંકોચ્યન કાહુકુ દેખતિ આવતે દેહ મરીસી; વામકિ વાયકિ કામકે બાણકી હે હરિકી મતિ કાહુ હરિસી. ૪૩ અર્થ—એક સમાને વિશે પ્રભુજીને ઉન્માદ ઉપન્યોછે તે સખી સખી આગળ કહેછે. હે સખી આજ પ્રભુજીને અવસ્થા અનેસી દીશેછે, જે કાંઈ ગુપ્ત વાર્ત્તા હશે તે પ્રગટ કરેછે અને પ્રગટ છે તે પણ કહેછે અને લો કેહેતાં તે લોકાચાર અને અલોક તે નીંદ્યા એ બે સરીખે ગણે છે. ઘડીએકમાં રોવે છે ઘડીએકમાં હસેછે. કોઈવારે ગાન કરેછે, નાચેછે ને લાજરૂપ જે ચડી તેતો ઉડાવી નાખે, કેનો વિચાર ને કેનો સંકોચ્ય કહેતાં બીક તો લગારે મનમાં આણે નહીં અને દેખતાં દેખતાં કટકા પડેછે. જાણીએ કાંઇ મરી કહેતાં કસજન હોય શું જાણી એવા મજે મુર્છા કે શું. વાઈ કે કોઈ કામનાં બાણ વાજેછે કે ના હરિની મિત્ર કુણે હરિ લીધીછે. ૪૩

## पियुको प्रकाश उन्माद.

કવિત— સજલ ચકીત ચિત વાત ચિહું ઓર ચાહી ચાહી રેહે સુખ ચપલતા ધાઈ ધાઈ; સો વન સો મન મન કંપતી તપત તન કેસોરાય રોવત હસત ઉઠી ગાઇ ગાઇ; ચલીએ દેખાઊં તોહી દેખતહી ભય મોહી ભયો સો કહન આઇ તોસુ આલી અકુળાઇ; જેસેં કછુ આંક વાંક બોલતિ બકતી આજ હરિ તેસેં જીન મહ કાહુકો નિસિ જાત. ૪૪ અર્થ—એક સમાને વિશે પરમેશ્વરને ઉન્માદ ઉપન્યોછે તે સખી રાધાજી આગળ કહેછે. હે સખી આજ કેશવરાયનું મન ઠામ નથી અને સજલ કહેતાં જળ ભરાણી એવી જે આંખ્ય તેણાયે ચકીતની પેઠ ને ઘેલાની પેઠ ચારે દિસે જોવેછે. અને મનમાં ચાહ કહેતાં વાંછના કરતા થકા ચારે દિશા ચપળ હોય તેમ ઉતાવળા દોડેછે, મનમાં શોચ જે વિચાર શો કરેછે તે કોણ જાણે. મનના મનમાં ધ્રુજેછે. મનના મનમાં દાજેછે, ઘડીએકમાં રોવે છે, ઘડી એકમાં હસેછે, કેને કેહેવાય નહીં. હે સખી ઘણા ઘણા આકળા થાય છે માટે

ચાલો ચાલો તમને દેખાડું મને તો જોતાં જોતાં શોચ કહેતાં વિચાર ઘણો થાયછે અને મુખમાંહીથી અકબક બોલેછે કે જે ને લવેછે તેમાં રખે કોઈનું નામ લેવાઈ જશે. ૪૪

अथ व्याधी लछन यथा.

દુહો—અંગ વર્ણ વિચરન જહાં, અનિહી ઊંચે ઉસ્વાસ; નેન નીર પરતાપ બહુ, વ્યાધી કેસવદાસ ૪૫ અર્થ—અંગનો વર્ણ કહેતાં મુખનો શરીરનો ને વર્ણ તથા બોલવું તે અતિ ઊંચા નિસાસા તથા રોવું તથા આંખમાં નીર ઘણું, પરિતાપ તે ઘણો પસ્તાવો એવી ચેષ્ટા હોય તેને કવિ કેશવદાસ વ્યાધી રોગ કહેછે. ૪૫

अथ पियाकी व्याधी लछन.

સવૈયો—વૈન તજ્યાં ઉત બાત તે બોલ ન વૈં ન વિલોકત બુદ્ધ ભગીહૈં; વૈ ન સુને સમુઝે ન તો વાતુ હિ પ્રેત લગ્યાં કિધું પ્રીતિ જગીહૈ; કેશવ વે ઊત તોહિ રટે રટતાં હોય તે ઉનહીકિ લગીહૈ; વૈ ભખે પાન પાન્યો નતુ સુનિ કાન્હ ઠગૈ કીનું ઠગીહૈ. ૪૬ અર્થ—એક સમે સ્વામીનીજીને વ્યાધી ઉપની છે. હે રાધે તેં તો કાંઈ આંઈ બોલવું મુકયું. પણે પ્રભુજી પણ કાંઈ બોલતા નથી ને પણે કૃષ્ણ જોતા નથી. આંહી તું જોતી નથી જાણીએ બેહુની બુદ્ધિ ભાગી ગઇ છે તે શું જે નાશી ગઇ છે. કૃષ્ણને કાંઈ કહીએ તે સાંભળે નહીં અને તુને કાંઇ કહીએ વાત તે સમાતી નથી તે શું. બેઉને પ્રેત વળગ્યો છે કે શું. ભૂત પ્રેત વગગ્યો છે કે ના પ્રીતિ જાગી છે અને કેસોરાય તો તારૂં નામ લઇ લઇને જપેછે તે પણ ખાતા પીતા નથી અને તું પણ ખાતી પીતી નથી. હે સખી હું કહું તે સાંભળ તેં કાન્હને ઠગ્યા છે કે ના તને કાન્હે ઠગી છે. ૪૬

पियुकी व्याधी लछन.

સવૈયો—વહાં ઉનકે તન તાપતેં તાપિયે ઇહાં ઇનકે અસુવાનિ અન્હૈયે; વહાં ઉનકે ઉડ જઇ એ ઉસાસનિ ઇહાં ઇનકે ઉપચાર જુડૈયૈ; કેશવ ચે નંદલાલ ઉતે વૃખભાન લલીકે નિદાન ન પિચે; એકહી વેર વુહીનિ કહા ભયો માઇ ચલો ઉઠી દેખ ડરૈયે. ૪૭ અર્થ—એક સમાને વિશે પ્રભુજીને વ્યાધી ઉપનીછે તે સખી કહેછે સખી આગલ. પણે તો રાધાજીને પાસે તાપે બેશી ન શકીએ, દાઝીએ નહીં તો બળીએ અને આંહી તો પ્રભુજીનાં આંસુમાં અંઘોલીએ, પણે તો રાધાજીના નિસાસે ઉડી જઇએ. અને કેશવરાયતો નંદજીના લાલ અને રાધાજી તો વૃખભાનની કુંવરી છે એ બેહુને નિદાન જે રોગનું ઓખડ તે તો લાધતું નથી ને તે

દુખ જણાતું નથી તેણે શા ઉપચાર કીજે, એક વેળામાં એઉને શું થયુંછે. હે સખી ચાલા ઉઠા જઈએ, એને દેખીને બીજીએછીએ. ૪૭

जडता लछन.

દુહો—ભુલિ જાહી સુધ બુધિ જહાં, સુખ દુઃખ હોહિ સમાન; તાસુ જડતા કહતુહેં, કેસોદાસ સુજાન. ૪૮ અર્થ—જહાં શુદ્ધિ બુદ્ધિ વીશરી જાય, સુખ દુઃખ સમાન લાગેછે. કેશવદાસ કહે છે તેને જડતા કહીએ. ૪૮

प्रियाजीको जडता लछनं.

સવૈયો—ખરે ઉપચાર ખરી સિખરી સિખરે ને ખરાઈયે ખરીત ગુઢીજે; એસેમ ઊર કિયે તે કછુ ઉપજે તો સકેલ કહા હમ લીજે; દેખતહી યહે કામ કલી કુમ્હીલાનિચે જાતિ કહા અબ કીજે; કોનપે જાઉ કહા કરૂં કેશવ કેસે જીયે યહ કો હમ જીજે. ૪૯ અર્થ—એક સમાને વિશે રાધાજીને જડતા ઉપનીછે તે સખી પ્રભુજીને આગળ કહેછે કે હે હરિ આજ રાધાજીને ખરેખરૂં છે, મેં ઘણાઘણા ઉપચાર કીધા હું તો ખરેખરી અડી રહીછું. મને કાંઇ કામ ઊકલતુ નથી જેમ જેમ હું કઠણ ઓષડ કરૂંછું તેમ તેમ ઘણું નાંખતાં જાયછે એવામાં ખરા ઉપચાર કરતે કાંઇ નવું થયું કહેતાં દુઃખ વધારે થયું તે દુઃખ અમારાથી કાંઇ લેવાય નહીં. સવળું કરતાં અવળું થયું તેમ અવળું થયું છે તો અમારે શું લેવું. અમને ખોટ બેસે. જોતાં જોતાં એ કામ કળાફુલ સરખી કોમળ કરમાતી જાયછે હવે શું કીજે, કોણ પાસે જાઉ અને શું કરૂં. હે કેશવરાય કેમ જીવતી રહે અને અમે પણ કેમ જીવીએ. ૪૯

अथ प्रकाश जडता पियाजीकी.

સવૈયો—અખિયાં ન મિલી સખિયાં ન મિલી પતિયાં વતિયાં ન મિલી તજિ મૌને; ધ્યાન વિદ્વાન મિલી મન જયોં મિલે એક મનોમય સોને; કેસવ કેસેહું વેગ મિલ્યો તન દ્વૈ યહે હરિ જો કછુ હોને; પૂરન પ્રેમ સમાધિ મિલે જેહિનુમે મિલિહો તબ કોને. ૫૦ અર્થ—એક સમાને વિશે રાધાજીને જડતા ઉપનીછે તે સખી પ્રભુજી આગલ કહેછે હે મહારાજ આજ સ્વામીનીજીનું ડોળ કાંઇ હાથ નથી તે કહીએછીએ, અનેક સખી મળીને અનેક ઉપચાર કીધા પણ એને પાણી વલમાત્ર આંખ મળી નહીં, કોઈની વાત પણ સાંભળે નહીં. કશી વાત કરતા નથી, કોઇ પણ કહીએ કાગળ વાંચોતો મૌન મુકીને વાંચે નહીં ધ્યાન ધરીને મનમાંને મનમાં સમજીને રહીછે કેની પડે જેમ કોઈક રાંક મનમાં કલ્યા કરે. સોનું જેમ

જરૂ એવો વિચાર કરે તે કેને પણ કહે નહીં ને મનમાંને મનમાં વિચાર કરેછે હે કેશવરાયજી વેહેલા વહેલા આવીને મળો, કાંઇ કરવું હોય તે કરો, પછે તો જે થનાર હશે તે થાશે પણ જહાં લગી શરીર સાજુ છે ત્યાંહાં લગે નજર મેળાપ કરો પછે પુર્ણ પ્રેમની સમાધી કહેતાં શું જેમ યોગીતાલીલગાડે છે અને શબવત થાયછે તેમ થાશે. તઇએ કેને મળશો હે પ્રભુ. ૫૦

## अथ श्री प्रभुजीनी प्रछन्न चिंता

સવૈયો—પલહી પલ સીતલ હોત વિચાર શરીર સખે ઉપચાર નિદાને; જો કરિયે તનું મુડન ખંડન ચિત કછું સુખ દુંખ ન જાને; કેશવ કાન શુને સમુજે નહિ બુઝીયે કોંનહીકો નહિ માને; જ્યોં ગુલિયૌં કવિ યોંગ હે કાહુકો લોક કહા દ્દન રોગનિ જાને. ૫૧ અર્થ—એક સમાને વિશે પ્રભુજીને પણ જડતા ઉપનીછે તે સખી સખી આગળ કહેછે. હે સખી આજ પ્રભુજીને શરીરે કાંઇ સુખ નથી. ઘડીએ ઘડીએ શરીર ઠંડુ થઇને રહે છે અને ઉપચાર તે વળી ચિકિત્સા તતો સઘળાં નિદાન કીધી અને શરીરને વિશે મંડન કીજે કહેતાં શોભા કીજે ને ચંદન ચડાવીએ અને ખંડન કીજે તે કચરે ખરડીએ તો તે તો સુખ દુખ ચિતને વિશે આણે નહીં અને હે સખી કેશવરાયને સાદ કરીએ તે તો સમજે નહીં, કેને આગળ કહીએ. એ વાત કુણ માને. યોગલીયો કે ના વિયોગ કહીને લોક એને શું જાણે. ૫૧

## अथ श्री प्रभुजीनी प्रकाश जडता लछनं.

સવૈયો—કાનકે આસન વાસન વાસ નહીં બહુ તાસન મિતકો પ્રાશન કીજે કેશવ ઇંદ્રિય શોધ સખે મનું સાધિ સમાધિન કે રસ ભીજે; જૌ લૌં ભયે હરિ સિધ્ધ પ્રસિધ્ધ ન તૌ લૌં વિલોકનિ લીજે; દેવિ કરે તપ તૌ લગિ એ બરદાન ન જૌ જીપ દાન તો દીજે. ૫૨ અર્થ—એક સમાને વિશે પ્રભુજીને જડતા ઉપનીછે તે સખી સખીને આગળ કહે છે હે સખી આજ પ્રભૂને કોઇ મહા દશા ઉપની છે તે દસ મહાદશા માંહેલી દશા ઉપનીછે. આજ કાન્હજીતો આશન કરી બેઠા છે કાંઈ ખાતા નથી કાંઇ પીતા નથી અને મોટા મોટા જે મુની હતા તે વાયુએ કરીને દ્રાહતા કહેતાં પવન ખાતા પણ તે પ્રભૂજી તો હુતાસ જે અગ્નિ તેનો મિત્ર જે વાયુ તેનો તો ભક્ષ કરતા નથી. કેશવરાય સર્વ ઇંદ્રિ પાછી હઇયામાં આણીને મન એ ઠામે કરીને ધ્યાન ધરીને બેઠા છે. શાંત રસમાં ભીના છે અને સખી જીહાં લગે હરિ પ્રસિધ્ધ સિધ્ધ થયા નથી એટલે જેમ સિધ્ધ અચેત થઇને બેસે છે તે

કોઇથી બોલે નહીં એમ અબોલ્યા થઇને રહ્યા નથી ત્યાં લગે તું આવીને જો તો ખરી અને અપજશ તો ન લીજે. હે સખી જેમ કોઇ દેવી ઉપર તપ કરે તેમ તું ઉપરે તપશા કરે છે. તે દેવીની પેઠે વરદાન ન આપીએ તો પણ જીવતદાન તો દીજે એટલે જેમ જીવતા રહે તેજ ઉપાય કીજે. ૫૨

अथ मरण लछन यथा.

દુહો—બને નહું મીલન જહાં, છલબલ કેસોદાસ; પુરન પ્રેમ પ્રતાપતે, મરન હોવહિ અનયાસ. ૫૩ અર્થ—છળે કરીને બળે કરી કયાંઇ મળી ન શકે તે વારે પુરણ જે પ્રેમ તેનો જે પ્રતાપ તેણે કરીને અનયાસ કહેતાં સહેજે મરણ ઉપજે. ૫૩

દુહો—મરણ જ્યું કેસવદાસપે, વરન્યો જાય ન મિત્ર; અજર અમર જાસોં કહે કૈસે પ્રેત ચરિત્ર ૫૪ અર્થ—કેસવદાસ કહેછે પૂરણ પુરષોતમ જે શ્રીકશ્નજી તેની જે મરણ અવસ્થા તે કાંઇ વરણાય નહીં. તેશ્યા માટે જેને વેદ અજર અમર કહેછે તેને હું પ્રેત ચરિત્ર કરી કેમ વરણું. ૫૪

દુહો—રતિ ઉપજે રમનીનિકે, પેહલે કેસવદાસ, તિનહું એ ગતિ દેખિકે, કરત જ્યું પ્રેમ પ્રકાશ. ૫૫ અર્થ—કેસવદાસ કેહેછે રમણી જે સ્ત્રી તેને વેહેલી પ્રીતિ ઉપજે તેવારે તેની જે સખી હોય તે પ્રેમનો પ્રકાશ કરે એટલે કહી દેખાડે. ૫૫

દુહો—અતિ આદર અતિ લાભ તે, અતિ સગતિ અતિ મિત્ર, સાધન હોકે હોતહેં; કેશવ ચંચળ નિત્ય ૫૬ અર્થ—કેસવદાસ કહેછે કે અતિ આદરથી ઘણા લાભ થકી સાધુ તોય ચિત ચંચલ થાય તો સંગતીથી ચિત ચંચળ થાય. ૫૬

દુહો—સુભંગ દશા દશમેં કહી, ઉપજી પુરન પ્રેમ; જીહી વિધિ ઉપજે માનિ મન, વરનુહું સુભહુ સુભાગ ૫૭ અર્થ—કેશવદાસ કહે છે સુભગ કહેતાં સુંદર જે કામની દશા કહેતાં દસ અવસ્થા તેમેં પ્રત્યેક પ્રત્યેક વર્ણવી અને હવે જેણે પ્રકારે કરીને મનમાં માન ઉપજેછે તે કહુંછું. જે સુજાણ હોય તે નર સાંભળજો એમ કવિ કેસવદાશ કહેછે. ૫૭

ઇતિશ્રી મન્મહારાજ કુમાર શ્રી ઇંદ્રજીત વિરચિતાયાં શ્રી
રસીક પ્રિયાયાં વિપ્રલંભ શ્રંગાર વર્ણનનામસ્ય અષ્ટમ
પ્રભાવ સંપુર્ણ.

# प्रभाव ९ मो.

## स्वर मन रंजन श्री रसीकप्रीया अथ मान लछन.

દુહો—પૂરન પ્રેમ પ્રતાપતેં, ઉપજ પરત અભિમાન; તાકી છબીકે છો ભ-સોં, કે સો કહિયત માન. ૧ અર્થ પુરણ પ્રેમ પ્રતાપે કરી મનને વીશે અભિમાન ઉપજે તે અભિમાનની છાયા થકી રીસાવે તેને માન કહીએ. ૧

દુહો—પ્રગટહી પ્રિયપ્રતિ માનની, ગુરૂ લઘુ મધ્યમ માનિ; પ્રગટહી પીય પ્રીયાની પ્રતિ, કેસોદાસ સુજાનિ ૨ અર્થ—માનની જે સ્ત્રી તે પિયુ થકી રીસાવે તેહેનું નામ માંન કહીયે તે માન ત્રણ પ્રકારે. એક ઉત્તમ બીજુ મધ્યમ ત્રીજુ અધમ ભરતાર રીસાવે તે પણ માન ત્રણ પ્રકારનું છે. ૨

## अथ गुरु मान लछन.

દુહો—અનિ નારીકો ચિહું લખી, અરૂ સુની શ્રવનની નાઊ; ઉપજતહે ગુરૂ માનતિહાં કેસોદાશ સુભાઉ ૩ અર્થ—કેશવદાસ કહેછે અન્ય સ્ત્રી શું વળી જે ભરતાર વિહાર કર્યા તેનુ ચિન્હ દેખે ત્યારે તેને રીસ ચડે એનું નામ વરાસે કદાપી લેવાઈ જાય તેવારે પણ રીશ ચડે તેને ગુરૂ માન કહીએ. ૩

## अथ स्वामीनीजीको प्रछन गुरु मान लछन.

સવૈયો—આજ મીલે વ્રખભાન કુમારહી નંદકુમાર વિચોગ બીતેકે, રૂપકી રાસ રસેં રસ કેસવદાસ વિલાસનો રેશ રીતેકે; વાઘેકે ભીતર દેખી હિયે નખ ને ન નવાઈ રહી સુઇ તેકેં; ફુલહીમે ભરમ ભુલી માનુંસકુચે સરસી રૂહ ચંદ્ર ચીતે ૪ અર્થ—એક સમાને વીશે રાધાજી ને નંદકુમાર જે શ્રીરામ તે બે જણા સજ્યાને વિશે આનંદમાં બેઠાંછે, વિચોગને વીસારી મુકયોછે, રૂપનીરાશી કહેતાં સમુહ એવી જે રાધાજીને સાથે પ્રભુ વશ થઇ રહ્યાછે, હાસ્ય વિલાસ વિનોદ કરતાં છે. વીષરાગથી સારી મુકયોછે તેવે સમે પ્રભુજીએ પણ જીણો વાઘો પેહેરો છે તેની ભીતરમાંહી લીલદિરે અન્ય નાયકાના નખક્ષત હૈયા ઉપર દીઠા તેવારે મનમાં માન ઉપજ્યોછે. તેવારે દ્રસ્ટી ફેરવીને ઉપરાઠા થઇને બેઠાં તે જીને પરે જેકો કમલ સુથને દેખીને પ્રફુલિત થઇ રહ્યાં હોય તે ઓચીંતા ચંદ્રમાને દીઠે જેમ સંકોચ પામીને બીડાઇ જાય છે તેમ રાધાજીની દ્રસ્ટી ઘડીએકમાં આનંદસા હતી તે રીસમાં આવી ગઇછે ચંદ્રમા જેવો વ્યાભીમાન દીઠો તેની રીસ થકી નેત્ર જે કમળ રૂપીઆં તે તે મુદાઇ ગયાંછે ૪

अथश्च स्वामीनीजीको प्रकाश गुरु मान लच्छन

સવૈયા—બુઝતહી વહ ગૌપિ ગુપાલહિ આપુ કછુ હસિકે ગુન ગાથહિ; એસેમ કાઉકો નાઉ સખી કહિ કૈસે ધોં આય ગયા વ્રજનાથહી; બાત ખવાવતકી જુ બિરી સુરહિ મુખકી મુખ હાથકિ હાથહિ; આતુર દે ઉનિ આખીની તે અસુવાં નિકસે સખિ રાનિકે સાથહિ. ૫ અર્થ—એક સમાને વીશે ગોપી ગવાલી શ્રી રાધાકૃષ્ન સર્વકો આનંદમાં બેઠાં હતાં ગુણની ગાથ કહેતાં ચતુરાઇની વાતો કરેછે એવામાં કોઇક સખીનું નામ વરાંસે નીકલી ગયું તે રાધાજીએ સાંભલું તેવારે ખીડી ખાતાં હતાં તે મોની મોમાંજ રહી અને હાથમાંની બીડી હતી તે પ્રભુજીને ખવરાવવા જાતાં હતાં તે પણ હાથમાંજ રહી છે અને પ્રભુજીના મુખમાંથી નામના અક્ષર નીસર્યા તે સંઘાતેજ રાધાજીની આખમાંથી આશુ નીસરી પડ્યાં. ૫

अथश्रीजीको प्रच्छन गुरु मान यथा.

કવિત—એસી એસી રતિ રાચે સોહનકે સાચે સ્યામ દેખો આની વાચી કહો કોનકી યે ચીઠીહે; સુની હો સો ભાગ પાઇ રાવરીહી પાગમાંહી કાગદકે રૂપ કહા આગકી અંગીઠીહે; જાનતીહોં ઇહૈ મગ પાયો હે જનમ જગ લોકમેં અલોકી નીકી વીથી તુમ દીઠીહેં; કોટે કો કહાવતી હેટક કાલકુટ સાંચે કહ્યો હરિ હરે હસી હમકોં તો મીઠીહે. ૬ અર્થ—એક સમાને વિશે પ્રભુજીની પાઘડી માંહીથી ચીઠી પડી તે રાધાજીને લીધી તે ચીઠી કોઇ નાઇકાની લખેલી હતી તે લાવીને પ્રભુજીને દેખાડી ને રાધાજી કહે જે જુવોજી, આ ચીઠી કોનીછે અને હે સ્યામ તમે એવી એવી રીતે રાચોછો અને સમના ઘણા ભારે સાચા દીસોછો એ ચીઠી લગારેક વાંચી જુવો કે કોની લખેલીછે. એ ચીઠી મને સુંદર તમારી પ્યારી પાગડી માંથી અમને જડીછે ને કાગળને રૂપેછે પણ જાણીયે આગ્યની અંગીઠીછે અને હું જાણુંછું જે મારગે જગત જન્મ પામ્યું છે પણ લોકમાં અલોક જે લછન તેની જે વાટ તમે દીઠીછે અને કાલકુટ જે વિશે તે સરીખી એ કડવીછે એવી જે ચીઠી તે કોણે લખી છે, તે વારે હરિએ હલવે હસીને કહ્યું જે અમને તો મીઠી લાગેછે. ૬

अथश्रीजीको गुरु प्रगट मान लच्छन.

દુહો—લોક લીક ઉલંઘિકછુ, પ્રિયા કહે જબ બેન; ઉપજ પરત ગુરૂ માનતેં; પ્રેતમકે ઉર એન. ૭ અર્થ—જે વારે સ્રી લોક મર્યાદા મુકીને ભરથારને કહી

ગુ વચન કહે તે વારે શીસ ચડે તેને ગુરૂ માન કહીયે. ૭

કવિત—આપુને સો આપુનેહી આગે કહીયત શ્રીખું ખોરીકે ખજાને ખોરહોમેં ખોલીયતુહે; દીઠ ચેતો રોકીયત જોરી કહું જાય કેસો ઓાર કહા નેન પે છુરીસો છોલીયતુહે; એઇ ઘનસ્યામ જીનુ ઘની ઘરનીની ઘરીકે ઘને ઘનસાર ચોલીયતુહે; બોલીયતુહે કેસે એસે બોલાજેસે બોલીયતુ બોલ કહુ લીયે સો એસો બોલ બોલીયતુહે. ૮ અર્થ—એક સમાને વિશે પ્રભુજીની સખી રાધાજી પ્રત્યે શિખામણ દેછે. હે સખી પોતાના જે વાહાલા હોય તેનો કાંઇ વાંક હોય તો આપણે એકાંતે એસારી કહીયે, પણ ખોટના ખજાના હોય તે કાંઇ વાટમાં દેખાડીયે? જો કાંઇ જતા દેખી એ તો ઝાલી લઇયે. જ્યારે કાંઇ જાઇ શકે અને આંખ્યો ક્યાંઇ વાળેલી હોય તેને વારીયે. કારણ કે તે ઘનસ્યામ વીના ઘડીકને વિયોગે તમે એવું તો દુઃખ પામોછો કે ઘણીક ઘરણી જે સ્ત્રીઓ તે સામટી મળીને ઘનસાર જે કપૂર તે તમા રે શરીરે ચોપડે છે, પણ સુખ પામતાં નથી તો તેને તે જીને દુઃખ કેમ મનાવીયે એને એવું કેમ બોલીએ. ૮

अथ स्वामीनीजीकौ लघु मान.

દુહો—દેખે સુ કાહુ નારત્યોં, દેખે આપને નેન; ઉપજતહે લઘુ માનકે; સુને સખીકે બેન. ૯ અર્થ—જ્યાં નાયક કોઇ સ્ત્રીને પોતાની દ્રષ્ટીયે સામું જુએ અથવા કોઇ સખી આવીને વાત કહે કે દ્વાલાજી સાહે જોતા હતા તે ઉપરથી લઘુ માન ઉપજે. ૯

अथ प्रिया प्रछन्न लघु मान.

સવૈયો—કાન નિહારી દૈ આન પ્રિયાકે સયાન સખી મન માંહિ; માન કીયેં અપમાન અપે એ માન સયે અનુમાન ન જાહિ; સુખ દુખનીકે સખ જાને પરે સમુઝે શીસ હાંસિ કહા અરુ નાંહિ; યો છિનમેં સીયરી છિન તાતિકે જ્યું બદરી બદલા નિકિ છાંહી. ૧૦ અર્થ—એક સમાને વિશે રાધાજીને લઘુ માન ઉપજ્યું છે તે સખી પ્રભુજી આગળ કહેછે કે હે મહારાજ તમારી જે પ્રાણ પ્યારી જે રાધાજી તે સઘળું મનમાં જાણેછે અને માન તથા અપમાન એ સર્વે એને હવે જાણ પડેછે તે માણસ થકી સમજાય છે અને સુખ દુઃખ તે જાણ પડેછે. વળી તે આતુર અને ઉતાવળી નથી. ઘડીકમાં સારી, ઘડીકમાં તાતી જેમ વાદળાંની છાયા થી ઘડીકમાં તડકો ને ઘડીકમાં છાયો પડેછે તેમ થાયછે. ૧૦

श्री स्वामीनीजीकौ प्रकाश लघु मान.

કવિત—ઝુકેહુ ન દેખી નેરી પ્રીત સાંસ [illegible]

કેનિકે અલી; કાલ્હી કે તો મો સંઘાથ નંદકે લાલ લાલ કરે કાન્હ ન આ ગ્વાલી જો પેતું હુતી ભલી; આજહી જ્યું બિચ પરી બીચ પાર વૈકુ માઈ આન રંગ આન જિય જ્યુ કગ્નેર કી કળી, તેરેહી કહેકે કોન સાખીહે જ્યું બુઝીયે રી દેખીયે જ્યું આંખી સાખી બુઝી પેકી કોં અલી. ૧૧ અર્થ—એક સમાને વિશે રાધાજીને પ્રકાશ લઘુ માન ઉપજવાથી તે સખી રાધાજીને કહેછે. હે સખી આપણા વાહાલા સંગાથે જુઠે મિશે ઘડીએ ઘડીએ રીસાઇએ નહી. એક મિત્ર થઇને તણે લગારેક વાંસો દીધો તો તે શેનો મિત્ર, અને હે સખી કાલના નંદલાલે મને ઘણા નોરા કીધા જે તું જઇને શિખામણ દે. તે વારે રાધાજી બોલ્યાં. હે ગ્વાલી જો તું ભલી હતી તો કાલે કેમ નાઠી. આજ વીચોવીચ અંતર પાડવા આવી. માવડી તમારા મોનો રંગ જુવો, અને હૈયામાં રંગ જુવો, તે કેની પેઠે જેમ કગણેરની કલી ઉપર ધોળી ને માંહી રાતી ને માંહે ધોલી ને ઉપર રાતી માટે રાધાજી બોલ્યાં કે સખી આંખે દેખીએ તો પુછવા શીદ જઇએ? ૧૧

अथ श्रीजीको प्रच्छन लघु मान.

સવૈયો—બોલન આપત્યો બોલત નાંહી ન મોતે કહ કછુ ચુક પરી તિહારી; કેસવ કેસેહુ દેખિ સુને બિનું જાને કહા કોઊ જિયકી પિહારી; ખીર સી રાઈ ન જાનત ખાઈ ભઈ યહ ભુખકી ભાંતિ નિહારી; કાવિહિ દાખહિ ચાહત ચાખ્યો સુઅંત લઉ દ્રુમ કુંજ વિહારી. ૧૨ અર્થ—એક સમાને વિશે પ્રભુજીને લઘુ માન ઉપન્યું તેથી સખી શિખામણ દેછે. હે પ્રભુજી હું બોલવાને કાજે આવી છું ને બોલાવતા નથી તે શું મારાથી ચુક પડીછે કાંઈ કોઇએ માર્‌ં કામ વગસાડ્યુંછે અને હે કેસવરાય દીઠા વિના. કાંઇ સાંભલ્યા વિના પારકા મનની એ વાત કોણ જાણે ને હે મહારાજ તમે ખીર ટાઢી કરીને કાંઇ ખાઇ જાણતા નથી અને એ તમારી કાંઈ ભુખની રીતિ નથી. અને હે પ્રભુજી તમે દ્રાખ ખાવાને આકળા થાઓછો પણ તે પાકે ત્યાં લગે ખાઇ શકતા નથી તે હું જાણુંછું અને તમે કુંજબિહારી કહેતાં વનચર કહેવાવાના તે માટે એવીજ મતિ થઇછે. ૧૨

अथ श्रीजीको प्रच्छन नहीं जे प्रकाश लघु मान लच्छन.

દુહો—પિયુકે કહ્યો કરે નહીં, પ્રિયાકો નહિં લાજ; ઉપજત હે લઘુ માન તિહિં, બરનતુ હે કવિરાજ. ૧૩ અર્થ—જ્યાં સ્ત્રી લાજ મુકીને ભરથારનું કહ્યું કરે નહી. ત્યાં ભરથારને મનમાં રીસ ચડે તેને કવિ કહેછે લઘુ માન કહીયે. ૧૩

સવૈયો—આગે કહા કરિહે અબહી તઈ તો દુઃખ દીનો કહ્યો વિનુ કીને; કેસવ કોનહું લાજકે લાડતે ભુલી ગઇ તો ભઇ હીત હીને; ભેટે નહી ભરી અંક

લગાર ભરી ઉજલની બોલે જયું બોલ નવીને; કહે નહી કુર્નહુ ભરિ આંખનિ આજહિ કેસે ચલે મનુ લીને. ૧૪ અર્થ—એક સમાને વિશે રાધિકાજીએ સન્યા ને સમે પ્રભુજીનું કહ્યું કર્યું નહી તે લાજ માટે કીધું નહી એ માટે પ્રભુજીને રી સ ચડી કહેતાં લઘુ માન ઉપન્યું માટે પ્રભુજી ખીજયા તેથી રાધાજી ઘણું દુખ પા મ્યા તેથી સખી પ્રભુજીને સમજાવેછે હે મહારાજ તમે રાધાજીને આગળ શું દુ-ખ દેશો? જે તમારૂં આજ લગાર કહ્યું ન કીધું તે માટે તમે એવડું દુખ દીધું. અ ને કેસવરાય કંઈક લાજ ના લાડ થકી એ ભુલી ગઈ તો શું હેત હીણ થયું. અ-ને હે લાલ તમને બોલી નહી તે લાજ માટે હે મહારાજ તેણે કયારે તમારા સામું સારી પેઠ જોયું નહી તો આજ તમારા મનમાં આમ કેમ આવે? ૧૪

अथ मध्यम मान लछन.

દુહો—વાત,કહત ત્રિય ઔરસો, દેખે કેસોદાસ: ઉપજતુ મધ્યમ માન તિહિ, મા નનિ દેશુ વિલાસ ૧૫ અર્થ—અન્ય સ્ત્રીની સાથે વાત કરતાં જુએ ત્યારે તે સ્ત્રી ને મધ્યમ માન ઉપજે એમ કેશવદાસ કહેછે. ૧૫

સવૈયો— કહો કાન કહાં સગરી નિસિ નાસિ શુષો તમહી કહિ ચાહતહી; તનમે તનું રેખ લિખિ કહિ કેશવ કંટક કાન્હ ન ગાહન તહી; કહ્કુ રાતિસિ આ-ખિ કહાં ભઈ તે તિહારે વિયોગ કે દાહનહી; યહ વંચક રીત તસવીજ વંચક લાઈ લ ઇફર નાહ તહી. ૧૬ અર્થ—એક સમાને વિશે પ્રભુજી સવારે રમતા રાધાજી કને આવ્યા છે. તે વખતે અંગની ચેષ્ટા જોઇને રાધાજી પ્રભુજીને પુછેછે ને રાધાજીને પ્રત્યુતર શ્રી પ્રભુજી દેતા જાયછે:—કહોને કાહાનજી આજની સઘળી રાત્રી કયાં નિ ર્ગમી આવ્યાછો? ત્યારે રાધાજીને પ્રભુજી કહેછે કે કુંજમાં તમારી વાટ જોતાં રાત વહી ગઈ. મહારાજ શરીરમાં થોડી થોડી નખની રેખાઓ લખીછે તે કયાં થકી? તે તો વનમાં તમને શોધતાં શોધતાં કાંટાના ઝરડા ભરાયાછે. હે મહારાજ રાતી ચોળ જેવી આંખો કેમ થઈ? ત્યારે પ્રભુજી કહેછે તમારો જે વિયોગ તેની જે દાઝ તેણે કરી ને તારી જવાથી રાતી થઈ એવું વચન કહીને રીશ ઉતારી ગળાને વાંશે બાહ ઘાલી ને આલીંગન દીધું. ૧૬

श्री स्वामीनीजीको प्रछन मध्यम मान.

દુહો—જહાં ન માને માનની, હારે પિયુ મનાઈ, ઉપજતું મધ્યમ માન તિહિ, પ્રીતમ કે ઉર આઈ. ૧૭

અર્થ જયાં ભરથાર મનાવીને હારે અને સ્ત્રી માને નહી તેવખતે ભરથારના મનમાં રીસ ચડે તો તેને મધ્યમમાન કહીએ છીએ. ૧૭

**સવૈયો**—યો ઉનકે તું બકાવતી મોહું ત્યાં આઈ બકાવની દૈ ગરઈ, અબ યાહિ તેતો સહુ વાત કછુ કહા એક હુંકી ન કહી પરઈ; કહિ કેશવ આપનિ જાંઘ ઉઘારિકૈ આપહુ લાજનકા મરઈ; ઇંક તો સબ તો સબ તે હરચે હરિહૈ અબહો હું કહા હરી તે હરઇ. ૧૮ અર્થ—એક સમાને વિશે શ્રી રાધાજીને મધ્યમ માન ઉપન્યું છે તેવારે સખી શિખામણ દેવાને આવી છે તેને રાધાજી કહેછે કે હે સખી જેમ તું પ્રભૂજીને દહાડી બકાવેછે તેમ શું આંજ મને પણ બકાવવાને આવીછે. પણ હું કાંઇ એવી નથી જે બોલું. અને હે સખી એ પ્રભુજીની વાત કાંઇ કહી જાય નહીં તો તને તે હું કેટલી કહું. એને કેશવ કવિ કહેછે કે પોતાની જાંઘ ઉઘાડીએ તો પોતેજ લાજીએ તે કોણ કરે. અને વળી હું બોલીને હરિથી હલવી થાઉ ૧૮

**કવિત**—વાર વાર વરજીમેં સારસ સરસ સુખી આરસી લે દેખી મુખ આરસીમેં બોલીહૈ; સોભાકે નિહારે યો નિહારતી નેક કહો તુહારી હે નિહારી સબ કાહું કહા પોરીહૈ; સુખકો નિહોરો યો ન માંન્યો સો ભલી કરીબ કેસોરાય કીસો તોહી યો પે મન મોરીહૈ; નાહકે નિહારે તેન માનહી નિહાર તીહો નેહકે નિહારે ફીરી મોહુ જી નિહોરીહૈ. ૧૯ અર્થ—એક સમાને વિશે રાધાજીના મનને વિશે રીશ ઉપજી તે વખતે પ્રભુજી મનાવી મનાવીને હારયા પણ માન્યું નહી ત્યારે પ્રભુજીને દુખ લાગ્યું ત્યાં મધ્યમ માન ઉપજ્યું છે. તે મધ્યમ માન જાણીને સખી રાધાજીને ઠબકો દેછે જે હે સખી મેં તને વારે વારે વારી હતી તે સારસ કમળ સરસ સૂંખી આરીસો લેઇને મુખ જો. જે રીસના રસમાં બોલ્યું તે મોહુ કેવું લાગેછે અને સોભાને નીહારી તું લાગરે સામુ જોયું નહીં. સઘળી સખીયે તને નોરા કીધા તે શું સ્ત્રીની કાંઇ ખોટછે. તેં સુખના નેરા માન્યા નહી તો ભલે કીધું પણ કેસવરાયના સમ જો તારી સંગાથે કેશવરાયનું મન તો મોહ્યુંછે કહેતાં લાગ્યુંછે અને પ્રભુજીએ તને નોરા કીધા પણ તે માન્યું અને હું પણ નોરા કરેછું પણ તે નોરા કરશે તે વારે ફરીને મને નોરા કરવાને આવીશ ને તું એમ કહીશ જે પ્રભુજી રીસાણ્યા છે. હવે કોઇ મનાવોછો, ૧૯

## अथश्री प्रकाश मध्यम मान प्रभुजीको.

**सवैयो**—માનહિ માનતે માનનિ કેશવ માનસતે કહિ માન હરેગો; માન રહે સુજમાન નહિપેરી માનનપે અભિમાન ભરેગો; દેહો સહેલિ સમાન જબે તબ સો તિનમેં અપમાન કરેગો; આપ્ર મનાવતિ માનુ હિરિ બહુર્યો હિ મનાવનો તોહિ પરે

ગો. ૨૦ અર્થ—એક સમાને વિષે સખી રાધાજીને કહેછે. હે સખી માન માં મનાવતાં માનીયે તો સારૂછે. કેશવરાય કહેછે જે માન્યું માટે કઇ તમારૂં માન્ય ટળી જાતું નથી ને ઓછું થતું નથી અને માનશો તો માન્ય રહેશે. યશ ર હેશે. અને જો રીસ મુકશો તો પ્રભુજી તમારો અભિમાન તે સામા વધારશે અને નહી માનો તો પ્રભુજીને રીસ ચડસે ત્યારે તમારૂં સઘલી સોકયમાં અપમાન કરશે, હે સખી પોતે મનાવેછે ને તું માને નહી તો તને ફરીને કોણ મનાવનાર છે. ૨૦

દુહો—રાધા રાધા રમનિકે, વરને માન સમાન; તિનકો માન મનાઇવો, કહિ યત સુનહુ સુજાન. ૨૧ અર્થ—શ્રી રાધાજીને રાધા રમણ તે શ્રી કૃષ્ન તેનું જે માન્ય અને સનમાન તે વર્ણવ્યું હવે તેનું જે મનાવવું તે કહીયેછીએ કેશવદાસ કહેછે જે ડાહ્યા હોય તે સાંભળો. ૨૧

ઇતિ શ્રી મન્મહારાજ કુમાર વીર ચિતાયાં
શ્રી ઇંદ્રજીત વીર ચીતાયાયાં શ્રી રસીક
પ્રિયાયાં વીપ્રલંભ શણગાર વર્ણન
માન વીરહ વર્ણનો નામ.

## પ્રભાવ ૯ મો.

### અથ માન મોચન લછન યથા.

દુહો—માન તજે પ્રીતમ પ્રિયા, કહિ કેશવ કરિ પ્રીતિ; બરની સુનાંણી સુંનો સખે, જાએ સુનિ ખટ રીતિ ૧ અર્થ—કેશવદાસ કહેછે જે હવે ભરથાર ને સ્ત્રી માંહોમાંહ માનને મુકી જે રીત પ્રોતે પ્રીતિ વાધે તે મેં સાંભલીછે તે વર્ણવી સંભલાવું તે સાંભળો તે છ પ્રકારનીછે તે કહીયે છીએ. ૧

દુહો—સામ દામ મનિ ભેદ પુનિ, પ્રનતિ ઉપેછા માન, અરૂ પ્રસંગ વિંધ્રશ પુનિ, દંડ હોહિ રસ હાનિ. ૨ અર્થ—છ પ્રકાર તે કિયા; એક તો શામ, બીજો દામ, ત્રીજો ભેદ, ચોથો પ્રણતી, પાંચમો અપેક્ષા, છઠો પ્રસંગ વિદ્ધષ, સાતમો દંડ ઉપાય છે તેણે કરી રસની હાની થાય. ૨

### અથ સાત ઉપાય લછન યથા.

દુહો—જ્યોં ક્યોંહુ મન મોહિયે, છુટી જાતિ જીહિ માન; સો શ્યામ ઉપાય કવિ, કેશવદાસ બખાન. ૩ અર્થ—જેમ તેમ મનુહાર કીધે મન માંહી મોહ

પામીને માન છુટી જાય તેને શ્યામ ઉપાય કહીયે. ૩

श्री स्वामीनीजीको सौम उपाय-

સવૈયો—કેશવદાસ સદા કિયે આસ રહે સુખકી દુખ તહિ ન દીઠે; તાહુ શું રોષ ન આનિયે માનનિ ભુલીહું આપનો માન જ્યું લીજે; હો તુમ્હહી તુમ્હહો સુનિ સુંદર મૂરતિ દ્વૈ જીય એકહી જીજે; માનહે ભેદકો મુલ મહા અપને સહુ સૌ સુપને હુન કીજે. ૪ અર્થ—એક સમાને વિશે શ્રી રાધાજીને માન ઉપજયુંછે તેને સખી શ્યામ ઉપાય કરીને મનાવેછે, હે સખી કેશવરાયજી સદા તારા સુખ નીજ ઇચ્છા કરેછે. તેને રીસ કરીને દુખ મનાવીયે નહીં, દુખ ન દેવું. એ કયાંઇ ભુલે તો આપણે સમજી લેવું અને કહેવું જે હે પ્રભુજી હું તે તમે ને તમે તે હું અને હે પ્રભુ આપણે બેઉ એકજ જીવ છીએ અને રીસ છે તે જુદા પડવાનું મુલછે તે પોતે પોતાના વહાલાને સંગાથે સ્વપ્ને પણ કોઇ કરે! ૪

अथ श्रीजीकौ स्याम उपाय.

સવૈયો—કહી આવનુંહે જ્યું કહાવતીહે તુમ નાંહીતો તાકી સકે હમ સોઇ તીહી પડે કહા ચલીયે કબહું જહી કાંટા ભગે પગ પીર દુખોહી; પ્રીતિકુ મેંડી જેહે જઇ સમ હો તુમ્હ અંગુરી પસરોહી; કીજે કહ્યું યહ જાનેકે કેસવ હો તુમ્હ હો તુમ્હ નો હરિ હોહી. ૫ અર્થ—એક સમાને વિશે પ્રભુજીને રીસ ચડી છે તે શ્રી રાધાજી સ્યામ ઉપાય કરીને મનાવેછે. હે પ્રભુજી કહેવાઇ જાય છે અને તમે કહેવરાવોછો ને કહીયે છીએ નહી તો અમે તમારા મુખ સનમુખ જોઇ શકીએ! માટે હે મહારાજ તેવી વાટે કેમ ચાલીયે, જે વાટે કાંટા ભાગે ને પગે પીડા થાય ને દુખાઇએ પ્રીતિને વળી ઘણી આંગળીઓ કરવાથી તુટી જાયછે જેમ કોળાના નવા કોમળ ફુલ ને આંગલી ચોચીંએ તો તે સુકાઇ જાય તેમ પ્રીતિ ને પણ ઘણી આંગલી થઇ તો તે જાતી રહેશે અને કેશવરાય જે કાંઈ કરવું તે એવું જાણીને કરવું કારણ કે હું તે તમે અને તમે તે હું છું એમ વર્તવું જોઇયે. ૫

अथ दाम लछन यथा-

દુહો—કેસવ કોનહુ વ્યાજ કછુ, દે જુ છુડાવે માન; વચન રચન મોંહીં મનહી; તાસોં કહીયત દાન. ૬ અથ—કેશવદાસ કહેછે કોઇ કામે કાંઇક આપીને રીસ મુકાવે તેને દાન ઉપાય કહેછે. ૬

દુહો—જહ લોભિત દાન લઈ, છડતિ માનનિ માન; વાર વધુકે લછ નહિ, પાવે તેહ પરમાન. ૭ અર્થ—જે સ્ત્રી લોભે કરીને દ્રવ્યે કરીને માન મુકે તેને વાર વધુ કહેતાં ગુણીકા જેવી કહીએ એમ મોટા કવિ કહેછે. ૭

श्री स्वामीनीजीको दान उपाय.

**કવિત**—કોમલ અમલ દલ દીનોહે કમળ ભવે અરૂન અરૂન પ્રભુજીકો સુખ દાઇહે; કેસોદાસ શોભાધર સધર સુધાકે ધર મધુર અધર ઉપમા તાઇ નપાઇયે, ઉ રજ મલજે મૈલસીલ સમ સુની દેખી અલક વળી તવ્યાલ ઉર એસે આઇયે; નિપટ નિગંધ યહ હાર બંધુ જીવ કૈસો આહત સુગંધ ભયો નેકુ ગ્રીવા નાયેં ૮ અર્થ—એક સમાને વિશે રાધા રીસ કરીને બેઠાંછે ત્યાં પ્રભુજીએ બપોરીયાના ફુલની માળા ગુંથીને સખી સાથે મોકલી તે સખી આવીને રાધાજીને કહેછે કે હે સખી એ માળા કેવળ ફુલી છે. પાંખડી જેની નિરમળ કમળની ભવ તે ભગવાને મોકલી છે. અરૂણ કહેતાં રાતા ફુલની એ પ્રભુજીને સુખ આપે એવી છે ને કેશવદાસ કહેછે કે અનેક શોભાને ધરેછે રૂડા ઘાટ વાળી અને તે મીઠા એવા જે તમારા અધર તેની જે ઉપમાને પામીછે અને તમારાં ઉર જે સ્તન તે રૂપીઓ ઉદીયાચળ પરવત તેનો જે સુગંધ છે તેને જેમ સર્પ વીટાણાં છે તેમ એ તારા જે અલક સ્તનને વિશે એવી શોભા ધરી છે. અને આ જે બપોરીઓ તેની માળા તે ઘણી સુંદર કોમળ રાતી લાલ છે પણ લગો માંહી સુગંધ નથી તે એમ જાણેછે જે રાધાજીના સ્તન ઊપરે રહુ તો સુગંધે યુકત થાઊં તે માટે લગારેક પણ તે કોટમાં ઘાલીએ. ૮

श्री जीको दान उपाय यथा.

**સવૈયો**—મત્તગયંદ ગિ સાથ સદાઇ હીયા પર જંગમ જંતું વિદાર્યો; તાદિન તે કહી કેસવ વેધન વકે બંધનકે બહુધા વિધિ મારયો; સો અપરાધ સુધાર નિસોધિ યહે ઇ સાધનિ સાધ વિચાર્યો; પાવન પુંજનિ હારે હિયે અબ આહતુહે યહ હાર વિહારયો. ૯ અર્થ—એક સમાને વિશે રાધાજી પ્રતભદ્ર જાતીક હસ્તી ના માથાની મુકતા ફળની માળા લાવી છે. તે શ્રી કૃષ્નને મોકલીછે તે વિશે સખી રાધાજીને એમ કહેછે કે હે સખી આહારછે તે અપરાધી છે. કારણ કે મેહાનમત્ત હસ્તી સંઘાતે તે રહેતાં વૃક્ષાદીક જંગમ કહેતાં જીવ છાલા રોઝ ઇત્યાદીકને તે મારતો તે સાથે એ મુકતાફળ પણ પાપે ભરાણાં ધર્મશાસ્ત્રે કહ્યું છે કે પાપીની સંગાથે આપણે રહીયે તો પાપે ભરાઇએ તે માટે એ મોતીને તે દહાડા થકી કેશવદાસ એમ કહેછે કે વીધી જે બ્રહ્મા તણે હેયામાં દયા લાવીને તેપર સારડી મુકીછે જેથી તે

દોરડે બાંધ્યાં. અને એ અપરાધની ક્ષમા કરવાને એક સાધન વિચાર્યું છે.તે એ કે એક મહા પવિત્ર સ્થાનક એવું તહારૂ હઇયું તહાં હાર રહેવા ઇચ્છેછે એમ કહી કોટને વિશે તે હાર ઘાલ્યો.

કવિત—હસત હસત આઇ આઇ એક ગાથ ગાઇ કહો જુ કન્હાઇ યાકો ભાવ સમુઝાઇકે; પીવે ક્યોં અધર મધુ દંપતી એકહી વાર કરજ રદન થલ દીજે દીખ તાઇકે; યહ પરીરંભન કહાવે કોનું પ્રાનનાથ મેરીસોં જો મોસો તુમ રાખહું દુરાઇ કે; રાધીકાકી અધીકાઇ કાહા કહો લીનો આજુ આપનો પિયારો પિયુ આપુહિ મનાઇકે. ૧૦

અર્થ—એક સમાને વિશે પ્રભુજી ગીસમાં બેઠા ત્યાં રાધાજી હસતાં હસતાં આવેછે. આવીને એક નીચેની ગાથા ગાઇકે હે કાનાજી એનો ભાવાર્થ કહી સંભળાવો. "દંપતી જે સ્ત્રી ભરતાર તે એકે વારે બે બે જણ અધરામૃત કેમ પીયે અને રદન જે દંત નખ તેના જે સ્થાનક તે મને બતાવી આપો. હે કેશવરાય એ પરી કોણ રંભન કહેવાય એટલે કિયું આસન કહેવાય. મહારા સમ જો મુખ થકી કઇ છાનું રાખો તો." આ ઉપરથી સખી સખીને કહેછે કે રાધાજીની ચતુરાઇ જુવોને પોતાનો પ્યારો તેમ આ રીતે મનાવી લીધો. ૧૦

अथ भेद लच्छन लख्यते.

દુહો—સુખ દે કેશવ સખીન કહું, આપ લે અપના; તબ છુડાવે માન કહું, બરન્યો ભેદ બના. ૧૧ અર્થ—કેશવદાસ કહેછે સખીને સુખ દેઇ પોતાની કરે, પછે તે સખી મનાવે ને અનેક ભેદ સમુઝાવે. ૧૧

अथ श्री स्वामीनीजीके भेद लच्छन.

સવૈયો—કેશવ ધાઇ ખવાસની તોહી સખી સકુચે સબ આપની ઘાતે; મોહીતો મા કહે હી બને અબ બાંધી દઇ વીધી તો કહતાતે; નેકુ હરે હરે બોલી ખલાઇ લ્યેહો ડર પેગડી જાહી ન જાતે; માખન સો મેરે મોહન મન કાઠ સી તેરી કઠેઠી એ વાતે. ૧૨ અર્થ—એક સમે રાધાજી ગીસમાં બેઠાછે તે વારે સખી ત્યાં આવીને કહેછે હે રાધાજી તમારી જે ખવાસણ છે ને બીજી તહારી સખી છે તે સઘલી તારી ઘાત થકી બીહે તે માટે બોલે કઇ નહીં અને મારે તો કહ્યા વિના ચાલે નહીં. તારે બાપે મને તારી બાંહ આપીછે તે માટે મારે કહ્યા વિના ન ચાલે માટે તારી હું બલાઇ લઉં. લગારેક બોલ કહતાં હું બીહુંછું.તો પણ કહુંછું કે મારા મોહનજીનું મન માખણ સરીખું કોમળછે અને તારી વાત લાકડા સરીખી કઠણ લાગેછે તે રખે પુગી જાય. ૧૨

## पियुजीको भेद.

સવૈયો—કાહુ કહ્યો હરિ રૂઠી રહે તબ તેં બહુ બુધિ વિતર્ક બઢાવે; સાખિ સબે અપનો સો રહી ધન મિતરહોસુ ઉપાય ન પાવે: ઉહાં યહ રીતિ ઇહાં યહ કેસવ કયો. દહું ઉર જુહે કયું જુહોવે; પુછ તિહોં પિયુ પ્યારી તિહારી સો માન કરે કેં મનાવનિ આવે. ૧૩ અર્થ—એક સમે પીયુજી માનમાં આવ્યાછે તેથી રાધાજીયે પ્રભુજીની સખી હતી તેને વશ કરીને પ્રભુજી કને મોકલી તે સખી કહે છે હે માહારાજ રાધાજીને કોઇએ આવીને કહ્યું જે પ્રભુ રીસાઇ રહ્યા છે. ત્યારથી તે પોતાના મનમાં અનેક વિચાર કરેછે; પોતાને સમજાય એવું વિચારી જોયું, પણ પોતાના મીત્રપણામાં માન અને તેનું કારણ રૂપી ધન રહે એવો ઉપાય જડતો નથી, હે કેશવરાય પણ તો તે રીતછે અને અહીં તો આ રીતી છે. કહો માહારાજ તે વાત બને કેમ અને હું તમને પુંછુંછું કે તમારી પ્યારી એવી જે રાધાજી તે પોતે માન કરે કે તમને માંનવવાને આવે? ત્યારે પ્રભુજી કહે છે કે તું આવી એટલે અમે તો મનાયા છીએ. ૧૩

### अथ प्रणती लछन यथा

દુહો—અતિ હીતતે અતિ કામ તે, અતિ અપરાધ તે જાનિ; પાય પેર પ્રીતમ પ્રિયા, તાકો પ્રણુતી બખાનિ. ૧૪ અર્થ—અતિ હેત કરીને અથવા કામને વસે કરીને અથવા અપરાધની બીહીકે કરીને નાયક નાયકાને પગે લાગે તેને પ્રણુતી કહીયે. ૧૪

સવૈયો—હીતતે મીતયોં જુ ન સુધે તઉ જઉ પ્રેમકો પિય પાગ ગ્રહ્યોહે; કાંન્હહિ આએ મનાએ વિલોક અલિની અલોક પ્રવાહ વહ્યોહે, પુછતીહોં સખી સીસ દિયે ન ઓર કછુ હિય હેતુ રહ્યોહે, કોનહી આએ મનાવત તોહી મેં માન કીયે અપમાન કહોહે. ૧૫ અર્થ—એક સમે રાધાજી માનમાં બેઠા છે. ને સખી આવીને કહે છે જે તને પ્રભુજીએ અનેક વાનાં કહ્યાં, પ્રીત કરીને પગે લાગ્યા, તોય તું હઇયામાં સમજી નહીં ને પ્રભુજી તારા મેહા સામું જોઇ રહ્યા છે. બીજી સખીઓ તે જોઇને તહારી નીંદા કરે છે, તે નીંદાનો પ્રવાહ વેહે છે. હે સખી હું તુને પુછું કે તારે પગે માથું મુકયું તો હજી શું બાકી રહ્યું છે, કાનજી પોતે મનાવવા આવ્યા છે તેનું શું અપમાન કરવું છે? ૧૫

સવૈયો—ન બોલતી આપુ બોલાએહુ બોલુ કહાંલગી મોહી વકાઇ હીમારન, સોપર્યો પાઇ રાખી સદ્યમ સબ દેતીહે જબ્રુ જ્યુવતી જીહી કારન, હઠ છાંડીકે કંઠ ઉઠાઇ

લલી ઉં કહા લગી બૈઠી અકાશ નીહારન, કૌન ભયે ન દ્વૈ દ્વૈ દીન યૌંહી જુ તુહી લગી કહ્યું ઊલટી પારન. ૧૬ અર્થ—એક સમે રાધાજી માનમાં બેઠાંછે ત્યાં પ્રભુજી મનાવવા આવ્યાછે તોપણ તે બોલતી નથી. તેને સખી કહેછે કે મને ક્યાં લગી ખ કાવી મારીશ. હું કેટલીવાર કહું. અને જે કરવું ઘટે તેતો પ્રભૂજીયે કર્યું, પગે પણ લા ગ્યા છે સખી તું હૈયામાં વિચારી જો બીજી સ્ત્રીઓ તેને મેળવવાને કાજે ઘણાં વાંના કરેછે. માટે તે હરીથી તું હઠ છાંડીને હૈયામાં ઘાલીને મળ. અભીમાને કરીને આકાશ સામું શું જુવે છે! બે દહાડા જોબન અને રૂપ સર્વને હોય છે. આ અવ ળી રીત તુંજ કરવા લાગી દીસે છે ૧૬

સવૈયો—કેસવદાસ ઉદાસ ભઇ હે રસાઇ દસા દુખ દોસ ન જયોરી; રાતી ભઇ અધ રાતિ કલોંજુ વીનો બહું બધુ બંધુ નીક ડચોરી; ધાઇ રહી સાસુઆઇ કછુ ની સખીની હું કેશીખીયેં ને સયોરી, કાહે તે માન્યો ન માનનિ તો લગી પાઇ જો લગી પીઉ પર્યોરી. ૧૭ અર્થ— એક સમાને વિશે રાધાજી માન કરીને બેઠાંછે તે વારે પ્રભુજી મનાવવા આવ્યા છે પણ મનાતાં નથી. પ્રભૂજીએ આખો દહાડો દીલગીરીમાં ઘણા દુખથી કહાડયો. રાત્રી પડી અને વીનય કરતાં અરધી ગઇ. અને બંધુ જે મીત્ર તેમની સ્ત્રીઓએ પણ ઘણા નોરા કરયા, રાધાજીની સખીએ તેને ઘ ણી શીખામણથી સમજાવી પણ સમજી નહી. કોઇનું પણ કહ્યું માનું નહી. છેલે જ્યા રે પીયુ પગે લાગ્યા ત્યારે મનાયાં. ૧૭

દુહો—પીયા મનાવે પાય પરિ, પ્રિયા પરમ હીમ માનિ; તા અપરાધી નીકૌ મને વરનતહિરસ હાની. ૧૮ અર્થ—પિયુ રીસાઇ બેસે અને સ્ત્રી પગે લાગી મનાવે એ કામને માટે અપ્રાધ વર્ણવતા રસની હાની થાય. ૧૮

સવૈયો—નીર હીના બીનું માન સરોવર મીનકે નીર હીકે જીય જીજે, જા વીનુ ઔર શુહાઇન કેસવ તાહી શુહાઇ શુતો સબ કીજે; જાં લગે મો પગે લાગતી હે શુલગી પગ લંક લગાઇ ન લીજે, હોશથી શીખવો આપને સુપને હુતે આવત લછમી વાર ન દીજે. ૧૯—એક સમાને વિષે પ્રભુજી માન કરીને બેઠાછે ને મ નાવવાનેસખી આવી છે, પણ માનતા નથી ત્યારે સખી પ્રભુને કહેછે હે માહારાજ નીર જે પાણી ને મીન જે મછ તેમાં પાણીને મછ વિના ચાલે, પણ મછને પાણી વિના ન ચાલે; કેમકે પાણી વીના તે જીવી ન શકે. તેની પેઠે પુરૂષને સ્ત્રી રીસાઇ હોય તો ચાલે પણ સ્ત્રીને પુરૂશ બોલાવે નહી. તો કેસવરાય કહેછે કે તેને બીજું કાંઇ મનમાં ગમે નહી. માટે હે પ્રભુજી એ મહારે પગે લાગી તે તમારે પગે લાગી

જાણો ને એને ઉઠીને બાંહેધરી તમે ઘર માંડી તેડી લાવો. હું તમને પોતાના માટે કહું છું કે લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે ના ન કહેવી. ૧૯

अथ उपेक्षा लछन यथा,

દુહો.—માન મુકાવન વાત તજી,કહીએ ઔર પ્રસંગ; છુટી જાય જીહાં માનસો, કહેત ઉપેછ અંગ. ૨૦ અર્થ—માન મુકયા વની વાત તજીને કોઈક બીજા પ્રસંગની વાત કહી દેખાડીએ તે સાંભળતાંમાંજ માન છુટી જાય તેને ઉપેક્ષા કહીયે. ૨૦

अथ पियाकौ उपेक्षा लछन.

કવિત.—ચપલા ન ચમકતી ચમક હથીયાર નીકી બોલત ન મોર બંદી સયન સમાજકે; જીહાં તીહાં ગાજત ન બાજત દમામે દીહ દેત ન દીખાઈ દીને મને લીનો લાજકે; પલીર ચંદમુખી સાંવે રસ આપે ભેગી સૌકી તજી કેસૌદાસ સુખ ઉર સાજ કેં; ચઢી ચઢી પવન તુરંગની ગગન બની ચાંહત ફીરત ચંદ જોધા તમરાજકે. ૨૧ અર્થ—એક સમાને વિશે શ્રીરાધાજી માન કરીને બેઠાં છે તવારે સખી આવીને કહે છે.હે રાધા તું એમ જાણે છે જે આ ચમકે છે તે વીજલી, પણ વીજલી ન હોય એ સીપાઈ છે તેનાં હથીયાર સજ કરેલાં છે તે ચમકે છે, આ બોલેછે તે મોર ન જાણીશ એ સુવાનાં સંબંધી જન છે. અને આ ગડગડાટ વાગે છે તે ગર્જના નહી, એ મોટા દમામા વાગે છે, અને દિનમણી જે સુર્ય તે પણ દીસતો નથી કેમકે તે લાજીને છુપાયો છે. હે ચંદ્રમુંખી તારા સ્યામજી સખા છે ત્યાં ઉતાવલી ઉતાવલી ચાલ. કેસવદાસ કહે છે મનનો શોક મુકીને હર્ષ કરીને પ્રભુજી પાસે આવી બેશ, નહી તો તમ જે અંધકાર તેનો રાજા જે રાહુ તેનો ઉમરાવ જે પવન તે રૂપી ઘોડે ચડીને ગગન જે આકાશ તેને વિશે ચંદ્રમાને સોધતો ફીરે છે અને તું છે ચંદ્રવદની માટે જો તું હડાએ ચઢીશ તો તને ઝાલી જશે. એવું સાંભળિ રાધાજી માન મુકીને પ્રભુજી પાસે આવી બેઠાં. ૨૧

अथ पियुको उपेक्षा यथा.

કવિત—કેસૌદાસ દિન રાતી કેતકીકી ભાવે ભાંતી જીવમેં વસતી જાતી નેનનીમેં નલીની; માધવીકોં પીચે મધુ મુઝત ન અંધ કહું સેવત સેવતી કહું સેઈ ગંધ કલીની; ઔરહુ કહત વાત કાન્હ તુમ્હે કયોં લજાત ઐસે તૌસી સાઈસુ જુ હોઈ મનિ મલની; દેખ્યો નહી પ્રાણપતિ નીલજ ભ્રમરકી ગતિ માલનીસોં મીલ્યો ચાહે લીયે સાથી અલીની. ૨૨ અર્થ—એક સમાને વિશે હરી માન કરીને બેઠા છે ત્યાં નાયકા આવીને અન્યોક્ત વાત કરીને શ્રીકૃષ્ણને સંભળાવે છે. હે કેસવરાયજી તે દહાડાનો કેતકીનો ભાવ ભાવેછે અને જીવમાં લાજ વરી રહી છે. આંખ્યો માંડી

કમલની વશી રહી છે અને માધવી જે વસંત વલી તેનો રસ પિયે છે તેણે અંધારૂ થઇ રહ્યું છે; કોઇ સુઝતું નથી સેવંત્રિને વલી સેવવા જાય છે એવું કહ્યું ત્યારે પ્રભુજી ઝાંખા થવા લાગ્યા. તેવારે રાધાજીએ કહ્યું કે હે મહારાજ હુંતો બીજી વાત કહું છું તમે શા માટે લજાઓ છો. એમ જે રીસ ચડાવે તે મનના ભેલા હોય, હે પ્રાણપતિ તમે દેખાતા નથી આ નિર્લજ ભમરાની ગતિ માલતીને મળવાને હીંડે છે. તેણે અલીની જે ભમરી તેને પણ સાથે લીધી છે. ૨૨

## अथ प्रसंग विद्धंस लछन.

દુહા—ઊપજી પરે ભય ચિત્ત ભ્રમ, ભુલિ જાઇ ઉરહિ માન; સો પ્રસંગ વિદ્ધસ કહી, કેસૌદાસ બખાંની. ૨૩ અર્થ—જે વાત સાંભળેથી મનમાં ભય ભીત થાય કહેતાં બીહે ને ચિત્તને વિશે ભ્રમ થાય અને માન હોય તે વીસરી જાય તેને કેસવદાસ કહે છે વિદ્ધંશ પ્રસંગ કહીયે. ૨૩

## अथ श्रीस्वामीनीजीकै प्रसंग विद्धंस लछन.

**સવૈયા.**—કેકીન કેસવ કામકે કીંકર બોલત ડોલત દેત દુહાઇ; કાનિનિસાઇ કામનિકી ઉ રિસાઇ ગિત કહેકે દૈહે રિસાઇ; ગાજત નાહીન મેઘ ઘટા યહ બાજત ડોંડી સખી સુખદાઇ; ભોર ભયે શીરી કીઔ અબોલહિ બોલે અબો બલ બોલ કન્હાઇ. ૨૪ અર્થ.—એક સમાને વિશે શ્રીરાધાજી માન કરીને બેઠા છે તેવારે સખી આવીને કહે છે. હે રાધા! કેકી જે મોર ટોકા કરે છે, તે મોર ન જાણશો. એ કામના કીંકર છે, તે દુવાઇ દેતા ફરે છે, ને સાદ પાડતા ફરે છે જે સ્ત્રિએ ભરતારશું રાતરે રીસ ન કરવી. તુ જાણે છે જે આ મેઘની ઘટા ગાજે છે પણ એ સાદની ડોંડી વાગે છે અને કહે છે કે વહાંણું વાય તેવારે અબોલા લેજો પણ હમણાં કાનજી બોલાવે છે ત્યાં આવીને બોલો એટલે રાધાજીએ માન મુકયું. ૨૪.

## पियाको प्रसंग विद्धंस.

**સવૈયો**—કૌક નકી રી કાકહત કહું સારીક સૌ દુરી દુરી હેત ચિત ચાઉનો બઢાયે હૈ; સુકી રહી સકુચિની બાપુરી સુકી તૌ કહી કાહુંસૌ સકે ન દેહ દુંરકરી ડાઢયોહૈ; ઉઠી ચલો ન્યાવ કીજે આપકે મનાય દીજે ને કહું કેસૌરાય કલહ બઢાચોહૈ; માનત ન એતે પર ઊલટી મનાવે વહી એસાઇ સયાન સ્યામસુ કહી પઢાયોહૈ; અર્થ-એક સમાને વિશે પ્રભુજી માન કરીને બેઠાછે ત્યાં સખી આવીનેકહે છે. કે હે મહારાજ આ પોપટ પોપટી સાથે વઢીને સારીકા જે મેનાં તે સાથે કાંઇક ડોકશાસ

ની ગાથા કહે છે, ને મેના સાથે પ્રીતી કરે છે. છાનું છાનું તે સાથે ચિતમાં તે ચોગણું કરે છે. ને પોપટી પાસે જાય તો તેને દુર કરેછે. તે શુકી બીચારી સુકાઇ ગઇછે ને લજ્જામાં રહીછે. એ પોપટને કેટલું કહી કહીને થાકી અને કોઇ આગળ કહી શકી નહી. પોતાની મેળે દેહમાં દુખે બળી રહીછે. ઉઠો આપણે ન્યાય કરીએ ને એને મનાવી આપીએ. સખી પ્રભુને કહેછે હે પ્રભુ લગાર માટે એટલો એ કલેશ લેઇ બેઠાછો, વળી પેલી બાપડી ફરી મનાવેછે. હે મહારાજ એવા ડાહ્યા પોપટને તમે એવું શું પઢાવ્યો છે. એટલુંજ કહ્યું એટલે હસીને માન મુકયું ૨૫

દુહો—દેશકાલ બુદ્ધિ વચન તેં, કલ ધુની કોમલ ગાનિ; શોભા સુભગ સુગંધતેં, સુખહી છુટનિ માનિ. ૨૬ અર્થ—દેશકાલ, બુદ્ધિ, માન, વચન, મનોહરનાદ, ગાન સુકંઠનું, સારી સોભા જોઇને અને સારી સુગંધ દેખીને સુખે માન છુટી જાયછે. ૨૬

## अनायास मोचन मान नाम.

**સવૈયો**—ઘનનીકી ઘોર સુની મોરનીકો સોર ફુંની સુની સુની કેશવ આલાપ આલી જનકોં, દામની દમક દેખી દીપકી દીપતી દેખી દેખી દેખી સુભ સેજ સદન સુમનકોં; કુંકુમકી બાસ ઘનસારકી સુવાસ ભયે ફુલનકી વાસ મન ફુલેક મીલનકોં, હસી હસી બોલે દોઊ અનહી મનોય માન છુટી ગયો એક વાર રાધિકા રવનકોં, ૨૭

અર્થ—એક સમાને વિશે ક્રસ્નજીને રાધા માન કરીને બેઠાં છે તે સમે મેઘ ગાજવા માંડયો છે, મોરે ટહુકા કરવા માંડયા, સખીઓ એ સામટી મલીને રાગ મલ્હાર આલાપીને ગાવા માંડયો, વીજલી ઝાત્કાર કરે છે, દીવાની જ્યોતી દીપવા લાગી છે, વળી સુંદર સય્યા સમારી મુકી હતી તે દીઠી, એક ફુલનું ઘર બનાવ્યું હતું તે દીઠું, અનેક સુગંધ ફુલની આવી તેવારે ઘનસાર જે કપુર તેનો સુગંધ આવ્યો, એવે સમે બેહુનું મન મળવાને કાજે રલીયાત થયું અને હસી હસીને બને જણાં બોલ્યાં અને એકે સમે શ્રી રાધાજીને ક્રસ્નનું માન વિના મનાવે છુટી ગયું. ૨૭

દુહો—ઇહ વીધી માન છુડાવહી, આપુ સમે નરનારિ; પલ પલ પ્રિતિ બઢાવહી, કેસવદાસ વિચારિ. ૨૮ અર્થ—કેશવદાસ કહેછે કે એ પ્રકારે સ્ત્રી ભરથાર પરસ્પર માન મુંકાવે અને ઘણી પ્રીતિ વધારે એમ વિચારીને કહ્યું છે. ૨૮

દુહો—પ્રિયા ન પ્રીતમ સોકરે, અતી હઉ કેસવદાસ; બહુરે હાથ ન આવાઇ; જો વહે જાઇ ઉદાસ ૨૯ અર્થ—કેસવદાસ કહેછે જે, સ્ત્રીએ ભરથાર સાથે ઘણી હઠ કરવી નહીં, શા માટે કે ભરથાર સાથે કાંઇ હઠ કરે તો ભરથાર રીસ ક

રીને પાછો ફરી જાય તો ફરીને પાછો હાથ આવે નહીં. ૨૯

દુહો—વારહિવાર ન કીજીએં, વારકિ કીજેમાન; કહિ કેસવ જ્યોં આપુ મે સદા વઢે સનમાન ૩૦ અર્થ—કેસવદાસ કહેછે વારેવારે માન કરીએ નહીં એ કાદી વાર થોડુંક કરીએ તો પરસ્પર સ્ત્રી ભરથારને પ્રીતિ વધે. ૩૦

દુહો—પ્રીતિ વિના ભૈ હોએ નહી, જો વિન ન હોઇ પ્રીતિ; પ્રીતી રહે જિ હી ભૈ રહે યહે માન કીરીતિ. ૩૧ અર્થ—ભય વીના પ્રીતી નહી, પ્રિતિ વીના ભય નહી. જ્યાં પ્રિતિ રહે ત્યાં બીક રહે. બીક હોય ત્યાં પ્રિતિ રહે એવી માનની રીતીછે. ૩૧

દુહો—ગર્વ વસન ધન ત્યાગતેં નિદુર વચન પ્રવાસ; લાલચ વી પ્રિય કરણ ત્રિય પ્રિય ત હોહિ ઉદાસી. ૩૨ અર્થ—ગર્વ જે અહંકાર, ભુંડ વ્યસન, નિરધનપણું, કઠીણ વચન બોલવું, લાલચ ઘણીક કરવી, ને સ્ત્રી થકી દુર પરદેશમાં રેહેવું, એથી પરસ્પર મન ઉદાસ થાય. ૩૨

દુહો—માન વીરહ વરને વિવિધ, જહાં વિવિધ બુધવાસ, કેસવ કરના કરહિ કછુ કહીયે વિરહ પ્રવાસ: ૩૩ અર્થ—કેસવદાસ કહેછે કે માનનો વીરહ વરણવીને મેં સઘળો કહ્યો જેને અનેક બુદ્ધિનો નિવાસ છે તેને હવે કરૂણા રસનો પ્રવાસ કહું તે સાંભળો. ૩૩

ઇતિ શ્રી મનમહારાજ કુમાર વીરચીતે શ્રી ઇંદ્રજીત
વીરચીતાયાં શ્રી રસીક પ્રિયાયાં વિપ્રલંભ
શ્રૃંગારે: માન મોચન વર્ણન નામ.
સંપૂર્ણ.

---

## प्रभाव १०, मो.

### अथ करुणा वीरह लछनं

દુહો—છુટી જાઇ કેસવ જહાં, સુખકે સબે ઉપાય; કરૂના રસ ઉપતજ તહાં, આપુ નેતો અકુલાય. ૧ અર્થ—કેશવદાસ કહે છે કે સુખનો ઉપાય સઘળો જ્યાંહા છુટી જાય ત્યાં કરૂણારસ ઉપજે અને પોતાની મેળે મનમાં અકળાય. ૧

દુહો—સુખમે દુખ કયોં બરનીયે, એ વરન નિ વિવહાર; તદપી પ્રસંગહિ પાઇ કછુ, વરનતિ નતિ અનુસાર. ૨ અર્થ—કેશવદાસ કહે છે કે

સુખમાં દુખ કાંઇ પણ વરણવીએ નહી, પણ તે પ્રસંગ આવ્યો માટે મારી મતિ અનુસારે વરણવીશ. ૨

अथ श्री स्वामीनीजी प्रछन करुना वीरह लछन.

**સવૈયો**—મેંપઠઇ છમતી લેંન સખી સુરહી મીલકેં મીલવે કહું ઓાંને, જાઇ મીલિરી નહી દ્રગ દુતી દયાલસેં દેહ દસાન બખાંને; પ્રેરતીયેંજ કીયે તનું પ્રાનની જોગકોં ઓર પ્રયોગ નીદાને, લાજપેં બોલની પાંઉકે કેશવ એસેહી કોઊ કહા દુખ જાને. ૩ અર્થ—એક સમાને વિશે પ્રભુજીને વીરહે બેઠાં બેઠાં ઉચાટ કરે છે,કે મેં મારી મતિ પ્રભુજીને તેડવા મોકલી હતી.તે પ્રભુજીને મલીને ત્યાંજ રહી તે મળ-વાને આહીં કોણ તેડી લાવે, અને નેત્ર રૂપણી દુતી તે તો દહાડી જઇને મળે છે. પણ દયાળ આગળ આમારી દેહ દશા કાંઇ કહીને દેખાડે.હવે સરીરમાંથી જે પ્રાણને ત્યાં મોકલવા પડે છે. તે કેહેની પઠે જેમ યોગેસ્વર પવન સાધનાએ કરીને પો-તાનો જીવ જેમ તાળવે ચડાવે છે તેમ લાજે કરીને હું કાંઇ બોલતી નથી. વગર બોલે કોંણ જાણે જે એના હઇયામાં શું દુખ છે. ૩

श्री स्वामीनीजीनी प्रकाश करुणा रस लछन.

**સવૈયો**—હરીત હરીત હાર હેરત હીયેં હેરત હારી હોં હરીન નેની હરીન કહું, લહુ વનમાલી વ્રજપર પરસત વનમાલી વનમાલી દુર દુખ કેશવ કેસે સહું; રૂદય કમ લનેની દેખીકેં કમલનેન હળગી કમલનેન ઓર હું કહા કહું, આપઘન ઘનશ્યામ ઘનનહી સોહાત ઘનશ્યામ નેકે ઘીન ઘનશ્યામ બીનું કયું રહું. ૪ અર્થ—એક સ-માને વિશે શ્રી રાધકાજીને કરણા વીરહ ઉપનો છે તેથી વિચાર કરે છે. હરીત હ-રીત તે કહેતાં લીલી લીલી ભુમી જોઇને હૈયે હેરાન થાય છે અને હે સખી મૃગ નેણી જે હું હારી રહી છું. મનમાં પણ હરિને હુંકયાય પામું નહી. વનમાલી કહેતાં સૂર્ય તે પણ દીસતો નથી એવો દીવસ થયોછે.અને વ્રજ જે ગોકુળ ઉપર મેઘ વર સે છે અને પ્રભુજી વેગળા છે. કેશવરાય એ દુખ હું કેમ સહું. મહારા રૂદય રૂપીયુ જે કમળ આખ કમળ નેન જે શ્રી ક્રષ્ણજી તેને દેખીને મહારાં નેત્ર , કમળ સરીખાં થાય છે એટલે પ્રભુને દીઠે મહારૂં રૂદય કમળ તે નેત્ર કમળ વીકસે છે. બીજું હું શું કહું, ઘન જે મેઘ તે પણ પોતે શામ છે વળી ઘણું શામમ રૂપ દે-ખાડે છે તેણે કરીને ઘણોજ શામ તે અંધકાર થઇ રહ્યો એવા ઘનશામ કહેતાં ઘ-ણું અંધારૂં છે પણ તે અંધારામાં ઘનશામ કહેતા શ્રી ક્રષ્ણજી વિના હું કેમ રહું. ૪

---

श्रीजीको प्रछन्न करुणा वीरहस्य लछ्न

## અથ શ્રી તરચોપરી

**કવિત**—એંત્ર જેસે મીલ્યો પ્રથમે શ્રવન મગ જાઇ મનું રવન ભવન કીયે અલીક અલીકમેં; મનું મીલ મલે નેન કેસો દાસ સુવિલાસ છબી આસ ભુલી રહે કપોલ ફલકમેં; નેન મીલ મીલ્યો ગ્યાન સકળ સયાન સજી તજી અભીમાન ભુલ્યો તનકી ઝલકમેં; તેસેં છલબલ સાથી રાધિકે મીલન કહેં ચાહત કીયો પયાંનું પ્રાન ઉપલકમેં. ૫ અર્થ—એક વખતે પ્રભુજીને કરૂણા રસ એવો ઉપનો કે તે બેઠા બેઠા વિચાર કરે છે, તેમાં પ્રથમ મન તે શ્રવણ માર્ગે વળ્યું. પછી તે મને રાધાજીની જે અકલ કેશ પાસ તેને વિશે રવન કહેતાં સુંદર ભુવન જે ઘર તે ત્યાંજ રહ્યું એટલે અલીક જે કપોલ તેને વિશે રહ્યા એવા જે કેશપાસ તેને વિશે રહ્યું છે. મન મળ્યું જાણીને નેત્ર પણ જેને મળ્યાં તે વિલાસ એટલે કટાક્ષ ભેદ તેને પણ લીધે ગયા. છબી જે કાંતી તે સાથે આશા પણ ત્યાં ગઇ. એ સઘળા કપોળની જે સોભા તેમાં લુબ્ધ થયા. નેત્ર મળવાથી જ્ઞાન પણ મળ્યું. સયાન કહેતાં સઘળી ચતુરાઇ તે પણ સાથે ગઇ. સર્વ અભીમાન તજીને તન જે શરીર તેની જે ઝલક તેમાં ભમી ગયા. તેમજ છળે કરીને રાધાજીને મળવાને કાજે પ્રાણ પાણીવલ એક માહે પ્રયાણ કરવા ઇછે છે. ૫

श्रीजीको प्रकाश करूणा वीरह.

**સવૈયો**—હે તરૂનાઇ તરંગની પુર અપુરવ રાગ રંગે રસ સબ પય, કેશવદાસ જહાંજ મનોરથ સંભ્રમ વિભ્રમ ભુરો ભરે ભય; તરક તરંગ તરંગ નીનું ગતી મીગલ સુલ વિલાસની કે વય; કાન કછુ કરના મય હે સખી તાહીકો એ કરના વરૂનાલય. ૬ અર્થ—એક સમાને વિશે શ્રી કૃષ્ણજીને કરૂણા વીરહ એવો ઉત્પન્ન થયો કે તમાં તે વિચાર કરવા લાગ્યા તે એવી રીતકે તરૂણાઇ જે યૌવન તે રૂપીણી એક તરંગણી કહેતાં નદીછે તેને વિશે રાગ રંગરૂપી પુર વેહે છે અને કેશવરાય કહેછે કે મનોરથ રૂપી તેમાં વાહાણ ફરે છે. માહી સંભ્રમ વિભ્રમ જે મનના વિચાર તે રૂપી ભય લાગેછે. અને તર્ક એટલે વિચાર તે રૂપી માંહી તરંગછે. થલ કહેતાં દુખ તુરંગ તેના મોટા વિશાલ સમુહ એવા તે માગીલ કહેતાં જે મગર તેનાં ટોળાં છે. અને સખી રાધાજી ને કહે છે કે એવી નદિ છે. કરૂણામય કાહાન રૂપીઓ વરૂણાલય જે સમુદ્ર તેને તું નીરખ. ૬

अथ प्रवास वीरह लछन यथा

**દુહો**—કેસવ કોનહુ કાજતે પ્રિય પરદેસહી જાય; તાસો કહત પ્રવાસ સબ, કોવિદ

કોવિદ કવિરાય.૭ અર્થ—કેસવદાસ કેહેછે કે પ્રિયુ જે ભરતાર તે કંઇ પરદેશ જા ય તેને કોવિદ કેહેતાં પંડીત એવા જે કવિરાય તે પ્રવાસ વિરહ કેહેછે. ૭

अथ श्री प्रियाकौं प्रछन प्रवासलछन

સવૈયો—તું કરીહે કહીધે કબ ગૌનહિ નંદકુંમાર તૌ ગૌન કીયૌઇ;ओहि મહાડર તું ઉરકૈ નરહે લટી લે જીન ધ્રું લીયૌઇ; એસીન બુઝિયે કેસવ તોહી વિચાર્યો જુ.બીચે વિચાર વિયૌઇ. ૮

અર્થ—એક સમે શ્રી પ્રભુજી મથુરાં ગયાથી રાધાજીને વિરહ ઉત્પન થવાથી તે પોતાના જીવને કેહેછે કે હે જીવ તું કયારે ગમન કરીશ. જો નંદકુમારેતો ગમન કીધું. મને તો તારી મોટી બીક હતી કે તું પ્રભુ જવાથી એમ પડી રહીશ; પણ તને શું કાંઇ લાજ આવતી નથી કે તેં જીવવાને આમ કર્યું. એ તને કાંઇ ઘટે નહી, જે પ્રભુજી ચાલ્યા એટલી વાર તેં વિચાર કર્યો. અને હે જીવ, જેને જીવે આ જીવ જીવે તે વિના તું કેમ જીવ્યો. ૮

अथ प्रियाको प्रवास वीरह.

કવતિ—કૌનકે ન પ્રિતકે ન પ્રિતમ તે બીછુરતિ નયાહીકે અનોખો પતિવ્રતુ ગાઇ ય તુહે, કેસોદાસ જતન કીયે હીલ ભૈ આવે હાથ ઉર કહા પંછીકે પાછી ધાઇ યતુહે; ઉઠી ચલો જો ન માને કાહુકે બલાઇ જાને માનસ ન પહીચાને તાકે આઇ યતુહે, યાહીકે તો આજહી મોલો કે મરી જાઉ કહું મેરી ગાઇ આગી લાગે મેહ પાઇ યતુહે.

અર્થ—એકસમે પ્રભુજીને ચાલ્યા સાંભલીને રાધાજીએ ઘણોજ વિલાપ કરવા માંડયો, ત્યારે અનેક સખીએ મળીને સમજાવી તોપણ કાંઇ સમજી નહી. ત્યારે એક સખી બોલી હે રાધે બીજા કોઇને પૃથ્વિમાં પ્રીતિ નહીં હોય અને કોઇ બીજી પ્રિતમથી જુદી પડતી નહી હોય? તારો તો કાંઇ નોખોજ પતિવ્રતા ધર્મ દીસેછે. કેસ વરાય જે પ્રભુ તે ચાલ્યા તે હવે હાથ આવવાના નહી. કોઇ પંખી ઉડયું હોય તેને સાદ કરીયે તો આવે, પણ શું તેની વાંસે દોડાય. એમ કહીને બીજી સખીઓને કહેછે કે જો એ ન માનેતો ઉઠો.ચાલો જઇએ. જે માણસને ઓળખે ને તેનું માને તેની કને શું આવીએ. અને એને તો હમણાંજ મળું એમ છે પણ કાંઇ આગ લાગે તથી કાંઇ મેઘ આવે? ૯

अथ स्वामिनीजीकौ विरह वचन

સવૈયો—કોકિલ કેકિ કુલાહલ હુલ ઉઠી ઉરમેં મતિ કે ગતિ ભુલી, કેસવ સીત સુ ગંધ સમીર ગયો ઉરિ ધીરજ જયોં તન તુલી; જામિનિ જામનિકે વિચ જોન્હકિ

ભામિનિપે ન અજુ સુધી ભુલી, કર્યોં જીઉ કેસી કરૂ બહુરચો વીસુસી વીસુવાસની ફુલી૧૦ અર્થ—એકસમે રાધાજીને વિરહ ભ્રમ ઉપજ્યો તેથી મનમાં વિચાર કરેછે કે કો કીલ જે કોયલ અનેકેકી જે મોર તેના શબ્દ સાંભળીને હૈયામાં સંતાપ થયો તેથી મતિ જે અકલ તેની જે ગતિ તે તો જુલી રહી અને કેશવ કહે છે કે સુગંધ પરી મલયુકત એવો જે સમીર જે વાયુ તેણે કરીને શરીરનું ધૈર્ય હતું તે જેમ આકડાનું તુલ ઉડે તેમ ઉડી ગયું અને અજવાલી રાત્રીથી શુધ્ધિ બુધ્ધિ ભુલી ગઇ તેથી કેમ જીવું અને શું કરૂ એવી બાવરી બની ગઇ.૧૦

अथ श्रीजीको प्रच्छन प्रवाह विरह.

સવૈયો—જિન બોલ શુબોલ અમોલ સબે અંગુકે લોક લોલ નિમોલિ લિને, જીનકો ચિત્ત લાલચુ લોચન રૂપ અનુપ પિયુષશું પ્યાય જીયે; જીનકે પદ કેશવની છીયે સુખ માનિ શબે દુખ દુર કિયે, તિનકો સંગ છુટ તિહી ફીટુરૂ ફીટ કોટી કટક ભયે ન હિયે.૧૧ અર્થ—એક શમે શ્રીકૃષ્ણ પરદેશ ગયા તેના વિરહે કરીને ત્યાં રાધાજી વિમાસણ કરેછે કે જેનું મુખ્ય જેવું બોલવું અને જેનું સઘળુ અંગ ઘણું રૂડું અને જેનું ચિત્ત લાલચુ અને જેના લોચન તે રૂપીયા પાત્રમાં કટાક્ષરૂપી અમૃત પીધે જીવીયે અને કેશવરાય કહેછે કે જેના હાથ પગના સ્પર્શે કરીને મહાસુખ પામીએ ને સઘળું દુખ વીસરી જઇએ તેનો વિયોગ થવાથી ધિકારછે કે જીવ તું કડકે કડકા કેમ ન થયો. ૧૧

अथ श्रीजीको प्रकाश विरह लच्छन.

સવૈયો-કેસવ કયોંહુ ચલે ચલકોરિ સંદેસ કેહે કુંની પડે કેહુ પરી, આગે ધરૂ અપનો સોકે સાહસ પીછેહે પેલી પરે પગ ભુ પરી; હોત જહી તહી ઠાડે ઠગે સેવ લોક રહ્યો ના પેર કાહુ હીતુ પરી; લોકકી લાજ ફીયો ન પેરે પ્રેમી લ્હાન કરેદસ કોસકો ઉપરી૧૨ અર્થ-એક સમાને વિશે પ્રભુજી પરદેસ જવાને સાથેના મિત્રને બોલાવવા જાયછે પણ રાધાજીના વિરહે કરીને પગ ઉપડતો નથી તેથી પ્રભુજીથી કયમે ચલાતું નથી.એક એક પગલું ભરીને વળી ઉભા રહીને કોડી કોડી સંદેસા કહાવે છે. પોતાના મિત્રને કહેછે જે અડ્યા ભાઈને આમ કહેજો તેમ કહેજો એમ સર્વેને ભલામણ કરેછે.એવી રીત શ્રીરાધાને વિરહે એટલાં વાનાં કરેછે. ચાલી શકાતું નથી ને પોતાના પગ સાહસે કરીને આગળ મુકેછે પણ પગ પાછો પડેછે. વળી જ્યાં ઉભા થઇ રહેછે ત્યાં જેમ કોઈએ ઠગ્યા હોય તેથી કોઇ હેતુ તે મિત્રને ચાલો એમ કેહેવાય નહી. ને લોક લાજે પાછુ પણ વળાતું નથી. પણ આદગાઉ ઉપર જઇને મેલાણ કરેછે. ૧૨

### अथ पिउको विभ्रम लछन.

સવૈયો—પ્રેતકી નારી જયોંતારે અનેક ચડાઇ ચલી ચિત ચેગોહુ ધાતો, કોઉ નીશીક ઉદે કરી કંજની કેસવ સેત સંબે તનુ તાતો, ભેટતી હી બરહી અબહી તો બપાઇ ગઇ હે શુખે શુખ સાતો; કેશી કરૂ કહી કેસવ ચચો બહુ યૌ નીશી આઇ કીયે મુહ રાતો. અર્થ—એક સમાને વિશે પ્રભુજીને વિરેહ કરીને વિભ્રમ ઉપન્યોછે તે થી અજવાલી રાત ગમતી નથી માટે તેની એવીગ્રતે નિંદા કરેછે કે આજની રાત્રી એવી દીસેછે કે જેમ પ્રેતની નારી ડોળા કાહાડીને ઘાત કરવાને જુએ તેમ અનેક તારા રૂપી ડોળા ચડાવીને જુવેછે તેથી તે કોઇ ઘાતની કરશે એવી લાગેછે.અનેવળી કોઇ કોઢણી જેવી દુખ દેનારી તેમાં કમળચંદ વંશી ફુલ્યાં છે તે જાણે વિહરનાંજ દુખ ફુલ્યાં છે અને તે ઉપરથી સ્વેત કહેતાં ઉજળાં પણ મન માંહી મેલાં દીસે છે અને તે ટાઢાં કહેવાય છે પણ અમારૂં હઇયું તપાવી દીધુંછે. અને આ જે રાત્રી તે હમણાથીજ સુખ લઇને ગઇછે તે મોટું રાતુંચોળ જેવું મોહ કરીને આવીછે તેથી હવે શું કરીશું ને કેમ ઉગરીશું. ૧૩

### अथ प्रिया निद्रा लछन

સવૈયો—આપતે આવેગી આંખીની આગો હીડોલ માનહુમે લીલઇ હે, સોઉન સોવન દેઉ નયો તબ સઉ વનમે ઉન સાથે દેઇહે; મેરીય ભુલી કહા કહો કેસબ સોં તે કહુંતે સહેલી ભઇહે, સ્વારથ હી હીતુહે સબકે પરદેશ ગયો હરી નીંદો ગઇહે. ૧૪ અર્થ—એક સમે પ્રભુજી પ્રદેશ ગયા છે તેથી રાધાજીને રાત્રે નિદ્રા નથી આવતી. માટે મનમાં વિમાસેછે જે પ્રભુજી આવશે ત્યારે નિદ્રા પણ આવશે, અને આંખ્યો આગલ ફરશે, પણ હાલતો જાણે તેમણે વેચાથી લીધીછે. સુવેનહી ને સુવાદે નહી. હવણાં ઊંઘતો જાણે પ્રભુજીની સાથે ગઇ પણ મારી ભુલ તે કોને કહું. કેસવ કહેછે જે સોકય છે તે સાહેલી કેમ થશે. સરવેને સ્વાર્થ રહેલોછે. માટે હરિ પરદેશ ગયા ત્યારે નિદ્રા પણ સંગાતે ગઇ છે એમ સમજવું. ૧૪

### अथ पियकी निद्रा यथा.

સવૈયો—કેસવ કેસેહું કોરી ઉપાયુ ન આનિસતો ઊર લાગતિહે; ચક્ર ચોધ તીસી ચિતવે ચિતમે ચિત સોવ નહુ મહી જાગતિહે; પ્રદેશ પ્રિયા પલ મોહી પરથા તિન જાનેકો યાકિ કહા ગતિહે; તેઉ નેની નિંદ નવોઢ વધુ વધુ લહું આધિ રાકતિ તે ભાગતિ હે. ૧૫ અર્થ—પ્રભુજીને રાધાજીના વિરહે નીંદ્રા નથી આવતી તથી તે વિચારે છે જે હું ક્રોડ ઊપાય કરીશ તોપણ આંખોમાં નિદ્રા આવશે નહીં

કારણ કે હજારો વીચાર મનમાં આવેછે. જો સુવાને હું જાણુંછું તોપણ તે આવેછે પ્રિયાતો પરદેસ ગઈ પણ નિદ્રા તો મને પળ માત્ર પત કરતી નથી. કોણ જાણે એવી શી ગતિ છે જે નિંદ્રા આંખોને તજીને ગઇ છે. અને રાત્રી તો અરધી ઉપર ગઇ છે. ૧૫

## अथ प्रियानी सखीनी पत्री पिउसौ.

કવિત. કેસવ કુઅર વૃખભાનકી કુઅરી વન દેવતા જ્યોં વન ઉપવન વીર હતી હૈ; કમલા જયૌ થીર નર હતી કહું એક ઠોર કમલાનું જા જ્યૌં કમલીની તે જ રતી હૈ; કાલીયોંન કેતકી કુસુમ રૂચે સીતાજીયું નીશીચર મુખચંદ દેખીહી ડરતીહૈ, વદન ઉઘાર તીહી મદન સુ જોધન જૌં દ્રૌપદી જ્યો નાઉ છીન તેરોઇર રતુહૈ.

અર્થ—સખીએ પ્રભુજીને કાગલ આપ્યા છે તે કાગળ સખી વાંચી સંભળાવેછે, કે હે કેશવરાય વૃષભાનની કુંવરી જે રાધાજી તે વનદેવતાની પેઠે વન ઉપવન જે વાડી તેને વિશે વિચરતી હીંડેછે. કમલા જે લક્ષમી તેની પેઠે કંઇ સ્થિર રહેતી નથી. કમલાનુજા જે અલછ તેની પેઠે કમલને દેખીને ખીહેછે કેમકે કમલમાં લક્ષ્મીનો નિવાસ છે, ત્યાં કાંઇ અલછ જઇ ન શકે. કારણ કે કાલી જે કાલીકા તેની પેઠે કેતકી જે કેવડો તેનાં ફુલ ગમતાં નથી. અને સિતાજીની પેઠે નિશિચર જે રાવણ પણ ચંદ્રમાનું મુખ દીઠા થકે બળેછે તેથી વદન જે મુખ તે ઉઘાડતી નથી ને મદન જે કામ તે રૂપી ઓ દુર્યોધન તે થકી બીહીતી દ્રુપદીની પડે મોહો ઉઘાડતી નથી અને વારે વારે તમારૂં નામ લઇ લઇને ભમેછે.

## अथ पियुको पाती पियाको.

કવિત.—મોર જ્યું ભવતીહૈ ભવન વનની થીકાની હંસની જ્યોં અદ્દુલ મતા લ કાવ હતી હે, પિઊ પીઉ રટની રહતી ચિત્ત ચાતકી જ્યૌં ચક્રા જ્યૌં ચંદ ચિતૈ ચુપ હ્વૈ રહતીહૈ, હરની જ્યોં હેર તાન કેસરીકે કાનનીકૌં કેકી સુની વ્યાલ જ્યૌં પિલ નહી કહતીહૈ; કેસવ કુઅરી કોન વીરહ તીહારો એસી સુરતી ન રાધીકાકી સુર તી ગહતીહૈ. ૧૭ અર્થ—એક સખી રાધાજીનો પત્ર સખી વાંચી સંભળાવે છે. હે શ્રીકૃસ્ન તમારે વીરહે રાધાજી ભમરીની પેઠે વનવન ઘરઘર, ને માર્ગને વિશે ભમે છે. હંસની પેઠે એમળ કમળને ચાહેછે. ચાતકીની પેઠે પિયુ પિયુ કરી રહી ચિત્તમાં ચંદ્રમાને દેખીને ચકવીની પેઠે ચુપ થઇને રહેછે. હરણીની પેઠે કેસરના વનને દેખતી નથી. મોરની વાણી સાંભળીને સર્પણીની માફક નાશી જાયછે. હે મહારાજ કાન્હ કુંવર તમારે વીરહે રાધાજીની મુરતી કોઇ સુરતી ગ્રહતી નથી. ૧૭

अथ प्रियाके सखाकी पत्रीका पिउसौं.

कवित—दीरघ दारुन वन वसे केसौ! के हथी ज्यौं केसरीकी देखे वन हथी ज्यौं कंपतीहै, वासरकी संपती ચકોર જ્યોં ન ચિત વત ચકવા જ્યોં ચંદ ચિત ચોગુનો પચતીહૈ; કેકી સુંની વ્યાલ જ્યોં વિલાતી જાતી ઘનશ્યામ ઘનનીકો ઘોર તેજ વાસે જ્યું તપતીહૈ, ભોંર જ્યોં ભવત વન જોગી જ્યોં જગતે રન સાકી તજ્યોં સ્યામુ નામ તેરોહી જપતીહૈ. ૧૮ અર્થ—એક સમાને વિશે પ્રભુજીના મિત્રે રાધાજી પ્રત્યે કાગળ લખી મોકલ્યોછે તે સખી વાંચી સંભળાવેછે. દીર્ઘ પ્રૌઢને દારૂણ કહેતાં બીહામણું એવા વનને વિશે પ્રભુજી રહ્યા છે. કેસરીસીંહને જોઇને જેમ હાથી બીહે તેમ પ્રભૂ સ્ત્રીઓને જોઇને કંપે છે. વાસર જે દહાડો તેને ચકોરની પેઠે વાંછતા નથી. અને ચક્રવાકની પેઠ ચંદ્રમાને દેખીને વળી ચોગણા ડરે છે. વળી કેકી જે મોરની વાણી સાંભળીને વ્યાલ જે સર્પની પેઠે પ્રભુ સંતાઇ જાયછે અને સ્યામ જે પ્રભુ તે મેઘની ગર્જના સાંભળીને જવાસાની માફક બળે છે અને ભમરાની પેઠે વનમાં ભમતા ફરે છે. યોગેશ્વરની પેઠે આખી રાત્રી જાગેછે ને સાકણીની પેઠે શામજી તમારૂં નામ જપેછે. ૧૮

દુહો.—કેસૌદાસ પ્રવાસકો, કહ્યો યથા મતિ સાજ; રાધા હરિ બાધા હરનિ વરન્યો સખી સમાજ. ૧૯ અર્થ.—કેસવદાસ કહેછે કે જેવી મહારી મતિછે તેવો પ્રવાસ વિરહનો ભાગ કહ્યો. હવે રાધા કૃષ્નની પીડા હરે એવો જે સખીનો સમાજ તે હું કહુંછું તે સાંભળો. ૧૯

ઇતિ શ્રી મન્મહારાજ કુમાર ઇંદ્રજીત વીરચી
રસીક પ્રિયાંયાં વીપ્ર લંભ પ્રકાશ શૃંગારરસ
ર્ણનં નામ પ્રભાવ સંપૂર્ણ.

---

## प्रभाव १० मो.

દુહો.—ધાઇ જની નાઇ નટી, પ્રગટ પરોસન નારિ; માલિનિ ચરઇનિ સોલિપની, સુરહેરની સુનારિ. ૧ અર્થ.—૧ ધાઇ તે દાઇ, ૨ જની કહેતાં દાસી, ૩ નાઇ જે ઘાંયજી, ૪ નટી જે નટવાની સ્ત્રી, ૫ માલીણી, ૬ ચોનારાની સ્ત્રિ, ૭ મરડીયાની સ્ત્રી, ૮ સોનારણ ને પડોશીની સ્ત્રી.

દુહો.—રામજની સંન્યાસિની, પટુ પટુવાકી બાલ; કેશવ નાઇક નાઇકા, સખી

કહે સબ કાલ. ૨ અર્થ.—૯ રામજની કહેતાં વેસ્યા, ૧૦ વેરાગણ ૧૧ અને પટુઆની સ્ત્રી.કેસવ કહેછે કે નાયકને નાઇકા એટલી જાતિની સ્ત્રીઓને સખી કરે.૨

अथ धाइकौ वचन प्रियासौं.

**સવૈયા.**—મોહન સાથ કહી નિસિ યૌં સરહી સતરંજ હી મિષ બેઠી, કેસવ કયોંહુ સુને મહતારિ તૌ રાખહિરિ ઘરહી મહિ પેઠી; હૌ સિખઊં સુખ દિસિખ તોહિતે ભોંહ ચઢાઇ કે ડીઠી અનેઠી, કૌન બડે તો સરૂપન કાપે નહી કછુ જાત અકાસહે એઠી. ૩ અર્થ.—એક સમાને વિશે ધાઇ રાધાજીને શિખામણ દેછે.હે રાધા તું આખો દાહાડો અને આખી રાત્રી સેતરંજને મીશે શ્રી હરિ પાસે શું બેશી રહેછે. જો કાંઇ તારી માતા સાંભલશે તો ઘરમાંની ઘરમાં ઘાલી મુકશે. બાહર નીસરવાજ નહી દે, અને સખી હુંતો તને શિખામણની વાત કહુંછું તો તું મારા ઉપર આંખ્યો શું કરવા ચડાવેછે. શું કોઈ લાડકડી એવી બીજી છે નહી કે તારા જેટલું બીજું કોઇનું રૂપ નથી કે તું વાંકી વાંકી આકાશ લગે ચડવા લાગીછે. ૩

अथ श्री अत्र घाइका वचन पियुसौं.

**કવિત**-થોરી સી સુદેસ વેશ દીર્ઘ કેસી ગૌરી જ્યું સુગૌરી ભોરી જાવ જુકી સારીસી, સાચેકીરી ઢારી અતિ સુર્છામ સુઢારી કટી કેસોદાસ અંગ અંગ ભાઇકે ઉતારી સી; સૌંધે કીસી સૌંધે દેહું સુધા સીસુ ધારી પાઉ ધારી દેવ લોક નેકે સીંધુ તે ઉતારીસી; આજુ પાસેં બલી ચાલી હસી બેલું લેહું લાલ કાન્હ એસી ચાલી લ્યાઉ કામકી કુમારીસી. ૪

અર્થ—એક સમાને વિશે ધાઇ પ્રભુજી આગળ કહેછે કે હે મહારાજ આ નાયકા જુવો. દેખાતી પણ નાની એની આંખ્યો મોટી દીસેછે. કેશપાસ કેવો મોટો છે. જુવોને પારવતી સરીખી ગોરીછે અને ભવ જે મહાદેવ તેની સાલી પાર્વતીની બેન તે સરીખી ભોલીછે. જાણે સંચો કરીને બ્રહ્માજીએ ઢાળી ન હોય? એવી દીસે છે. અને કટી ઘણી સુક્ષ્મછે કેહેતાં પાતલીછે અને સુઢલછે ને તે ઘણી સારીછે. અંગ અંગને વિશે કેસવદાસ કેહેછે કે જાણે સંઘાડે ઉતારી ન હોય એવી દેખાયછે. સઘલી સુગંધથી જાણે સઘલી દેહ ભરી છે અને સુધા જે અમ્રત તેમાં સુધારીછે ને દેવ લોકથી સારીછે કે જાણે ખીર સમુદ્રમાંથી કાઢી એવી જે આ ગ્વાલીની તે સંઘાતે આજ કાન્હ તમે હસીને બોલો અને રમો.કાલે વળી એવી ગ્વાલીની લાવું કે જાણે કામની કુંવારીજ જોઇ લ્યો. ૪

अथ श्रीजिनीको वचन प्रियासौ.

કવિત—સોભાકો સદન વન મેરો ધન શ્યામ નીત નઇ નઇ રૂચી તેં તેહેર તિ હીરાઇયેં, ઉપર સેકે તો ક મયુખ રસ મીઠેહે પીયુસ પોહે લીહી ધાઇજોકે ન અ રાઇયે. ચોરી ચોરી નૈનની ચુરાઇ સુખ કૌન જુલો પોય મન સોમની મેલ્હી ન ચરાઇયેં. કેસોદાસ સકલ સુવાસ કેની વાસ કલવિ વિધ વિલાસ હાસ ત્રાસ વીસ રાઇયેં. ૫

અર્થ—એક સમાને વિશે જની રાધાજીને કેહેછે. હે સખી અમારા ઘનશ્યામ જે પ્રભુજી તે જાણું શોભાનુંજ મૂળછે માટે તેને નીત્ય નવી નવી પ્રીતિ ઉપજાવીને તેમનું મન હરી લઇશ નહીં અને જે સખી ઉષના સેલડી તેના રસ જેવી એ પ્રીતિ ગળીછે અને મયુખ જે ચંદ્રમાનાં કીર્ણ કરતાં પણ મીઠી અને પિયુખ જે અમ્રત તેને પણ પેહીલી પ્રીતિની ચોટ હરાવી દે અને નેત્ર વતી ચોરી ચોરીને અવલોકન કરવું ને કોઇ વખત મન મેહેલીને પિયુનામન સંગાથે એક રસ કરીને મળીયેં તેનું જે સુખ છે તે સરખું કાંઇ ધારી ધારીને જોવાનું સુખ નહીં અને સખી કેસવરાયજી તે કેવાછે તો સઘળી જે સુગંધ તેનો નિવાસ છે. તે સાથે વિવિધ વિલાસ કરીને ત્રાસ જે બીક તે વીસારી મુક. ૫

अथ जनीकौ वचन पियुसु यथा:

કવિત—એસી વાત એસ હી ધોં કેસે કહી પરત વાકી મતિ ગતિ લાજ પાટ સોં લપેટીહે; મેરેહી ન આવે મેરે વીર એતી વેર દૈની જાનતીહું ધાઇ હીકે સાથ લોટી લેટેહે; એસી તોહે ચેરીનીકી ચેરી વાકી કેસોરાય જેસી તુંમ હા હા કરી પાય પરી ભેટીહેં જાનતીહેં નંદ જુકે બેટાહો જુ જાનો બોલ વેકુ તોઉ તહી વૃખભાન જુકી બેટીહે. ૬ અર્થ—એક સમે શ્રી કૃશ્નને જની તે કહેછે હે મહારાજ એ હેવી વાત તે કેમ કહેવાય કારણ રાધાજીની મતિ અને ગતિ તો લાજ રૂપી લુગડા માંહે લપેટી છે અને હે મહારા વીર એવી વેળાએતો મહારે ઘેર પણ ના આવે, તો અહીં કેમ આવે! અને અતારે તો એ ધાઇની કોટમાં વળગીને સુતી હશે, અને હે કેસવરાય તમે કાલે જે નોહોરા કરી પગે લાગીને રહ્યા, પગે લાગીને મળ્યા તેને ધણીક તો દાસીઓછે અને તમે જાણો છો જે હું નંદનો બેટો છું પણ બોલો તો સમજીને બોલજો, કારણ કે તમે જાણો જો કે એ વૃશભાનની બેટી છે. ૬

अथ नाइनको वचन प्रियासौं.

સવૈયો—અબહી તો ગયે ક્રુતિ પોરહ લુન એ બોલની જાહિરિ પીછે હિ લાગે,

કરિ હૌં તબ કેસિ પરાએ જોધા ટહે કહે કછુ નિસિ ધૌસકે જાગે; જોન રહ્યા પૈરાં કેસવ કેસે દેખતહી સુખ શ્યામ સભાગે, તૌ દેતિહૈ જાન કયાં રાખતિ કાહે ન આ- રશી યોં કરિ આંખિનિ આગે. ૭ અર્થ—એક સમે નાઇ રાધાને કહે છે હે સખી પ્રભુજી અત્યાર સુધી તો અહી બેઠા હતા. અને હમણાજ ઉઠયા તે હજી પોળ લગણ તો પોતાય નહીં હોય અને વલી દોડી ઉઠીને સાદ કરવા જાયછે. પરાયા છોકરાને એવડી વાર રાખીને શું કરીશ! રાત્રિ દીવસ ઉજાગરે તેને કાંઇ થયું તો તું શો જવાબ દેઇશ! અને જો શામજીને જોયા વિના ન રહેવાતું હોયતો અળગા શી દ જવાદેછે. ભાગ્યવાન જે પ્રભુજી તેને અહીંજ બેઠા રાખને. આંખ્યોની આગળ આરશીની પેઠે હાથમાંજ ઝાલી રાખીને બેશ એટલે પાસેથી જ- શેજ નહીં. ૭

## अथ नाइनको वचन पियुसौ.

**સવૈયો**—બડી જીય લજી બડો ડર આલિ બડી લહુંરાઇ ચલે ચીત લીને, બડી બડી આંખી બડી છખી સૌ ચીતવે બડિ બેર બડો સુખ દીને; બડે હી વિચારૂ બડી રૂચિ કેશવ કયોં હુ મિલો તો મિલો હમ હિને,બડેને હું સો તો બડો દુખ બોલું ઇતે બડે માન બડો મન કીને; ૮

અર્થ—એક સમે નાઇ પ્રભુજીને કહેછે .હે મહારાજ રાધાજીના જીવમાં મોટી લાજ છે, હૈયામાં મોટી બીક છે અને સઘળી મોટાઇ પણ જાણે છે, બેઠી હો ય અગર ઉભી હોય તો ચિત્તને હરે એવીછે.અને મોટી મોટી આંખ્યો,શું સરસ મોટી છબી,એ સંઘાથે ઘણી વાર લાગી તમે સામુ જુવાતો ઘણું સુખ દીધુ જણાશે. અને કેસવરાય કહેછે. કે એના મતને મળવાનો ઘણો વિચાર છે. એના હૈયા માંહે પ્રિતિ મોહોટી છે. માટે કોઇ પણ રીતે મળિ શકાય તો મળો ને અમે તો અળગાં ઉમાં છીએ. અને મહારાજ મોટા સંગાથે બોલવું તે મોહોટું દુખ છે પણ એટલું છતાં પણ એને મોહોટાઇ નથી એ સારૂં છે. ૮

## अथ नटीको वचन पियासौ.

**સવૈયો**—જીહું દેખાવનિ તોહિ ગઇરિતો મેરિય ગ્રીવ ગ્રહી ફીર માઇ, આજક હો દિખ સાધ લગી હે દિખાવુંગી જાઇતો વેઇ કન્હાઇ; દેખે તેસિ રિધિ જાત બહુ અ દેખે જરે સો યહે અધિકાઇ, રાતિકિવ ગતિ ધૌસ ક્રીએ અબ તરિયે વાત નિવાજ હું આઇ. ૯ અર્થ—એક સમે નટી રાધાજીને કહે છે કે હે સખી જો હું તુને દેખાડવા ગઇ તો ઉલટી ફરીને માહારીજ કોટે વળગી. સખી આજ વ-

ળો જોવાને શી ઇછા થઇ છે? અને જો વળી હું દેખાડીશ તો તેં કાલે જોયા છે તેના તે કાહાનછે. જોવા થકી ટાહાડી હેમ થઇ જાય છે અને નથી જોતી ત્યારે બળી ઉઠેછે એ તારી અધિરાઇની રીત છે અને દેહની આ ગતિથી અને તારી વાતોથી હુંતો વાજ આવી. ૯

अथ नटीको वचन पियुसौ.

કવિત—જહીં જહીં દુરે તહાં જયોતી એશી જગ મગે કેસેહું ન કેસવ દુરાઇ લેત રંગકી, પવન કે પંખ અલી અલીનકે પીછે આલી અલીની જયોં લાગી શરે જીન્હ સાધુ સંગકી; નિપટ અમીલ વહ તુમ્હે મીલી વેકી જક કૈસેકે મીલાઉ ગતિ મોચે ન વિહંગકી; ઇક તો દુસહ દુખ દેત હુંતી દુનિ જીતો વીસ વિસે વાસ જુ ભઇ હે કવાગકી.૧૦ અર્થ-એક સમાને વિષે નટી પ્રભુજીને કહેછે કે મહારાજ રાધાજીને જ્યાં જ્યાં સંતાડીએ ત્યાં ત્યાં ચંદ્રમાના અજવાળાની પેઠે ઝગમગેછે અને કેસવરાય એના દેહનો રંગ કેમ ઢાંકયો જાય. અને માર્ગે ચાલતાં શરીરનો પવન આવેછે ત્યાં તને પરિમલ જાણીને અલી જે ભમરા અને આલી કહેતાં સખી તે પાછળ એમ ભમતા હીંડેછે. જેમ કોઇ સાધુ પુરૂષ હોય તે સાધુની સંગત જોતા હીંડે તેમ રાધાજીની કેડે ભમરા જોતા જોતા હીંડેછે. અને હે મહારાજ એ રાધાજીનાં મળવાં મહા કઠણ છે અને તમને તો મળવાની જક લાગીછે પણ હું તે કેમ મેળવું? મારામાં કાંઇ પંખીની ગતિ નથી જે હું ચાંચમાં ઘાલીને ઉડી આવું. અને મહારાજ એકતો એની દુતી કંઇ તેનુંદુખ ઘણું તે સંતાડું જાય એમ નથી. બીજું એના અંગનો પરિમલ તે કંઇ ઢાંકયો ન રહે, અને એની શરીરની વાસના તેનુંદુખ કંઇ પણ છુપાવી શકે નહી. પરીમલ કાંઇ ઢાંક્યો ન રહે અને વળિ એને એના પીંડનો વિશ્વાસ નહી, તો મહારો વિશ્વાસ કેમ કરે ૧૦

अथ परोसनको वचन स्वामिनीजीसौं.

સવૈયો.-પાઇ પરે પલક વરશ્યો સુલગીર નિતોલ નોમો લિહિ રતિહો; સોહું કોયે મુહું હો કિયો અવલો તુમપે ગતિ એસી નતિહો; કેસવ કૈસેહું દેખિ નીકો જીન્હો ભોરહી ભોરીસિ આનંદ તીહો;પાન ખાવાવતી હૈ તીનસૌં તુમ રાતિ કહા સત રાતિ હતીહો. ૧

અર્થ—એક સમાને વિશે પાડોશણ જે છે તે રાધાજીને કહેછે. હે સખી આ-

જ પ્રભુજી તમારે પગે લાગ્યા જ્યારે તમે પલંગપર આવ્યાં તોય તમે મનમાંથી એક રતિ લાજ મુકી નહી અને અનેક સમ દીધા ત્યારે મુખ સામુ કરિ લગારેક જોયું અને હમણાં લગી એજ રીત દીસે છે. અને કેસવરાય મુખ જોવાને કાજે અનેક પ્રકારે સમજાવી પણ કેમે તું સમજી નહી અને હવે તું તેને પાનની ખીડી વાળીવાળીને ભલી ખવરાવે છે. ત્યારે તું રાત્રીએ ગવડું તાણતી હતી તે શું? ૧૧

अथ परोसनीको वचन श्रीजीसों यथा.

સવૈયો—હાંશીમેંવાત કહાંસૈ કહીહ સોવેકુ કહ્યો સુ હીતે કરી લખ્યો; આંખિ મિલી ન મિલી સખિયા મિલવોઇ સુકેશવે કયું અવરેખ્યો; વીવીચોઇ મરે ચુપ સાધિ ન વાતકી સાંતિ સમેહી શ્રવે સૌ વિશેખ્યો; આજહી કયોં છહ આવે ઈહાં જિન આગ લગે હીન આંગન દિખ્યો. ૧૨

અર્થ—એક સમે પાડોશણ શ્રીકૃષ્ણજીને કહેછે હે મહારાજ આજ મેં સ્વામીનીજીને હસતાં હસતાં વાત કહી તે સાંભળીને હશીને વળી મને કહ્યુ તે પણ મેં હીત ધરીને માન્યું એમ કરતાં તો આંખ મેળવવાને આવી તે વારે સખી ઉઠી ગઈ,કાંઈ મળીને બેઠી નહી.કેસવરાય એ મળવાનો ઘાટ કેમ આવશે? અને સ્વામી ખપૈયો બુમો પાડી પાડીને આમ મરે પણ છાના ન રેહે. પરંતું સ્વામો આવે તોજ પાણી પીએ, સમય વીના કાંઈ થાય નહી.અને હે મહારાજ આજતો એ કયમે આવે નહી. કારણકે જેણીયે આગ લાગે પણ આંગણુંતો દીઠું નથી. ૧૨

अथ मालणीको वचन स्वामीनीजी यथा.

કવિત. દુરીહે કયો ભુખન વસન દુતિ જોવનકી દેહીહી જયોતી હોતી દ્યોસ કીસી રાતીહે, નાહકો સુવાસ લગે દેહે કૈસી કેસવ સુભાવહીકી વાસ ભોર ભીર ફારે સ્વાતીહે; દેખી તેરી મુરતી મુરતી વીસુરતી હોત લાલકે દ્રગ દેખવેકો લલચાતી હે, સલાહિ કયું ચંદમુખી કુચનીકે ભાર ભયે કંચનીકે ભાર તોલ ચકી કટી જાતી હે. ૧૩ અર્થ—એક સમે માલણ સ્વામીનીજીને કહેછે હે સખી જ્યારે દીલ મા જોબનની જયોત જે કાંતી આવશે તે વારે વસ્ત્ર ભુશણ પેહેરીશ તે સઘલું સામટું મળશે ત્યારે તે તેજ કયાં માશે? એકલી દેહનું એવું તેજ છે કે જેને તેજે રાત્રી છે તે દિવસ સરખી લાગેછે અને ભરતારનો સ્પર્શ તે દીલ અડકશે ત્યારે કેવી થઇશ. શરીરના સુગંધે કરીને ભમરાની ભીડ એવી આવી મળીછે કે જાણે ફાડી ખાશે અને સખી તારી સુરતી જોઈને મારી સુરતી મને વીસરી જાયછે. અને પ્રભુજીની આંખ્યો તે તને જોવાની ઘણી લલચા

ય છે અને હે ચંદ્રમુખી તારાં રતન જ્યારે મોટાં થશે તેનો તને ભાર લાગશે ત્યારે તું કેમ ચાલી શકીશ અને આ તારા કેશપાશનો ભાર તેથી કરીને તારી કટી તે લચકી લચકી જાયછે. ૧૩

अथ श्री श्रीजीसौं मालणीको वचन.

**સવૈયો**—ઘેરે જીન મોહી ઘર જાની દેહુ ઘનશ્યામ ઘરીકમેં લાગી ઉર દેવી જયૈ દામીની, કોઇ કોઇ એસી બેસી આવે ઇત ઉત ઉતં દ્વૈ સો યહ વૃષ ભાનજુકી બેટી ગજગામીની; આદીતકો આંચો અતિ આવૈ. વન બલી જાઉ આવતીહે વધુ કીની આઇ અરૂ જામીની; કામકે ડરની તુમ્હ કુંજ ગહ્યા કેસોરાય ભોરનીકે ભયેં ભોન ન ગહ્યો ઉહી ભામીની ૧૪

અર્થ—એક સમે માલણી પ્રભુજીને કહેછે. હે મહારાજ મને મારગમાં ઘેરોમાં જવા દો. ઘડીકમાં ઉરને વિષે લાગી દેખાશે અને એ ઠેકાણું એવુ છે કે તેમાં કોઇ આવી શકે કે જઇ શકે નહીં તો આ વૃશભાનની બેટી ક્યાં નાશી શકે! તે ગજગામીની કહેતાં હળવે હળવે ચાલેછે અને આદીત્યનો પણ અંત આવ્યોછે. તેથી સૂર્ય પણ અસ્ત પામશે. અને તમે પણ વનમાં આવજો, રાધાજી પણ બનીને વનમાં આવેછે. અને રાત પણ આવીછે. માટે કેસવરાય તમે કામની બીહીકે વનમાં બેશી શું રહ્યાછો. ૧૪

अथ तंबोलणीको वचन स्वामीनीजीसो यथा.

**કવિત.**—મેંન એસો મૃન મૃદુ મૃદંલ મુનાલીકાકે લુતે કૈશી ધુંની સુની મનહી હરતીહે; દાંરો કેસી બીજ દાંતી પાત અરૂન ઐાઠ કેસોદાસ દેખી દ્રગ આનંદ ભરતીહે, પરી મરી ભાવતી ભલાઇ તાંતે બુઝતી હે તોહી સાં તો ઐાર શચી બુ-ઝત ડરતી હે: માખન સી જીભ મુખ કંજ સાં કુંવરે કહી કાઠ શી કઠેઠી વાત કેસે નીકરતીહે ૧૫—એક સમાને વિષે તંબોલણી રાધાજીને કહેછે હે સખી તમારૂ મન તો મીણ સરીખુ કોમલ છે અને મનાલ જે કમલની ડાંડી તે માહેલી જે પ્રાગ તે સરીખી તો તમારા સ્વરની તે ધુની કોયલ સાંભળે થકે મનને હરે અને દાડીમની કળી સરીખાતો દંત છે. કેસવરાયની દીઠેથી આંખ્યો આનંદ ભરે એવી છે, તારી જીભ તે માંખણ સરીખી સુંવાલી છે, અને મુખ તો કોમળ કમળ સરખું છે. પણ સાચું કહે જે આવડી કાષ્ટ સરખી કઠીણ ક્યાં નીસરી? અને હે મહારી વહાલી સખી તને સારા માટે પુછુછું, બીજી તો સખી તને પુછતાં બીહે છે.

**કવિત.**—નૈનની ન વાંચો નેકુ અનીઠી અનીત કરે; જાન નેકુ તોહિ જેસે, વ્રજ જાનીયતુહે, ચંચલ ચરીત ચિત્ત ચેટક ચઢીં કલાવૈ વેરકે ચિત્તની અભિસાર સૌપીયતુહે, એક નીકે પેઠી ઉર અરૂઝો ઉરોજનીમે; ઉર કેતે કેસોરાય કૈસે ન છીયતુહે; એસી કહું હોતીહે જુગ બાલનીકે ચોરી ચોરી મન મથ ભીકે હાથ વેચીયતુહે. ૧૬

**અર્થ**—એક સમાને વિશે તંબોલણી શ્રી કૃષ્ણજીને કહેછે કે મહારાજ તમે તમારા નેત્રને શિખામણ દો. ઘણી અનીતિ કરે છે અને તમે જાણોછો કે કોઇ જાણતું નથી પણ આખું વ્રજ જાણેછે, કે તમારાં નેત્રનાં ચરીત્ર ઘણા ચંચળ છે. ચીત પે થકે અને જોયે થકે ચિતને ચેટક લગાડેછે. અમે અભ્યંતર કહેતા હૃદય તેનું પારીખીએ છીએ. તે એકના ઉરમાં પેસે છે, એકના સ્તનશુ વળગી રહેછે. તે કેમ ટળાય ? એને એવું કાંઇ હોતુ નથી અને કહી દીઠું નથી જે સ્ત્રીયો નાં મન ચોરીને મનમથ જે કામ છે તેને હાથ વેચે.

अत्र सल्पीनीको वचन स्वामीनीजीसौ.

**સવૈયો**—અબહી કુંનિ બોલી રી બોલ લગી જક પોરી હું લોં ઉઠી જાન ન દીને; હુંરેહી જાનિ ભઇ ઉલટી મતિ કેસવ હે કહિયે કહું કીને; જો પઇ તો દુ ખ પાવતહે તલફે દ્રગ મીન મનોજલ ભીને; તાકતિ છાંડતિ હો છિન એક ગ્હો કિન ચિત્ર જ્યો હાથ હલીને ૧૭ **અર્થ**—એક સમે શિલ્પીની જે ચિતારી તે રાધાજીને એમ કહેછે. હે સખી પ્રભુજી તો હમણા અહીંથી ગયા, હજી પોળ લગે પહોચ્યા નહી હોય અને વળી તેડીએ હેવી જક લાગીછે તે મહારા મનમાં અવળી લા ગેછે. માણસ કહેછે કે રાધાએ પ્રભુ વશ્ય કીધાછે તે ખોટું પણ પ્રભુને તો તું પોતેજ વશ્ય થઇ રહી દીસે છે, જે જોયા પાખે રહી શકતિ નથી ને એ વીના દુઃખ પામેછે. જેમ મીન પાણી વિના લેજો તલફે તેમ તારી આંખ્યો પ્રભુ વિના તલફેછે તો એક ઘડી શા માટે અળગા મુંકેછે. ચિત્રામણની પડે હાથને વિશે હવે ઝાલી કાં રહેતી નથી. ૧૭

अथ सल्पीनीको वचन श्रीजीसौं.

**સવૈયો**—ખોટુ તુરી છકી છુટ રહૌ ગહી હોર કઠોર ન માને ન બાહુ; લાજ ન આવત મારિ સભા જન લાગે અલોકકે તાજેને તાહુ; કૌરી વિચાર વિસાર તિ હાં કેહી કેસવ બુઝતીહો હીતુ સબ કાહુ; નેહ ભીકે શીરી લાગહુ સંગની નૈનનીકો સંગ ચોર નિવાહુ ૧૮ **અર્થ**—એક સમે શિલ્પીની જે છે તે શ્રીકૃષ્ણજીને કહેછે.

મહારાજ ઘોડાની પેઠે અડ ગ્રહીને ઉભા રહ્યા પણ ઠામ કુઠામ કાંઇ જાણ્યા નહી. જેમ ઘોરો જાણે નહી જે અહીં અડ ગ્રહીયે કે ના ગ્રહીયે તેમ તમે પણ કરોછો, અને તેને જેમ ચાબકા મારચાની લાજ નહી તેમ તમે પણ અલોક જે નિંદ્યા તે રૂપીયા ચાબકા સભાના બેસણહાર મારેછે તોપણ લાજતા નથી. અને ત્યાં હસતાં વાત કીધી તે વારે મનમાં લગારેક લજ્જા પામીને હળવેકથી હશી ગયા જેથી હૈયામાં પણ પ્રીતિ દીસેછે અને પ્રેમની પહેલી અર્થ ગુઢા તે શીખતી હતી. અને મને પુછતી હતી. આજ અર્ધ રાત્રી લગે જાગીછે એટલા દિન ધૈર્ય ધરયુંછે તેમ બે દિન વળી ધૈર્ય ધરશે. હે ગીરધરલાલ તમથી કોણ બડ ભાગી હતુ કે તમારી ભાવતી જે રાધા તેણે કાલી થકી કામની કથા ઉપર કર્ણ જે કાન તે દેવા માંડ્યાછે. ૧૮

अथ रामजनीको बचन श्री राधाजीसौं.

**કવિત**—કોમલ દ્વૈ તો મલીન એતીછે ચલ અનોન લીન નવ નીલ કૈસે પાતી હે; સુધે સાધ સુધવૈ તો કુટીલ કરગ એતો કેસવ કરમ ચોર મરમકી રાતીહે; પાઇહે પકર તબ પાઇહે ન કૈસેહું તું ચોરો અવિલાત એતો અતી ઉઠી લાતીહે; વ્રજનુ હુ કબકી કહતી મેરે મોહનકે મન તેરે નૈન છૈવ છૈવ જાતીહે ૧૯ અર્થ એક સમાને વિષે રામજની કહેતાં વૈરાગણ તે શ્રીરાધાજીને કહેછે. તારાં જે નેત્ર છે તે મહારા પ્રભુને છોહી છોહી જાયછે. તે પ્રભુજીનુ મન કેવું છે, તો કુમળુ સરળ છે, નિર્મળ છે, ને તેજ શ્યામ છે, વલી ને મને તીખાં ને અણીયાલાં છે, ચંચલ છે અને નલીન જે કમલની પાંખડી સરીખાં છે. અને પ્રભુજીનું મન સુધું તે પાધરૂં છે ને સાધુ છે તે ગરીબછે, શુધ્ધ છે કહેતાં પવિત્ર છે અને તારાં નેત્ર કુટીલ કહેતાં વાંકાં છે અને વાંકાં કર્મ કરેછે અને પારકું મન ચોરેછે, દીઠેથી ચોરી લેછે ને બીજા ચોર તે ઝલાય પણ એ ઝલાય નહી એવાં છે અને તું તો થોડી વાર કાંઇ કરેછે, હું કઇ વારથી કહુંછું પણ તું વારતી નથી. માટે એવી જે તારી આંખ્યો તે મારા મોહનજીનું મન તેને વારે વારે છોહી છોહીને જાયછે. ૧૯

अथ रामजनीको वचन श्री श्रीजीसौं.

**સવૈયા.** કૌન હુંતો કબહા ભયો કેસવ કામનિ કોટિ કસુ હિત વાટે, રવન સાધ સધે સુખકી વીનુ ગવેરો આદ્રેકો લાચન ડેટે; કયો ખરી સીતલ વાર કરે સુખ જોરી ભખી સખુઝાઇ ન ઊસકે ચોટે. ૨૦ અર્થ—એક સમાને વિશે રામ

જની શ્રીકૃષ્ણજીને કહેછે કે હે કેસવરાય તમે અનેક ઉપાય કરો, બીજી કોટી કોટી કામનીશું પ્રીતિ કરો પણ રાધાજીનું એક કટાક્ષ જોયું તેની બરાબરી એક વાંકાઇએ ના આવે અને મહારાજ જુઓ કે ખડીનો ભુકો કરીને કપુરને સાટે ફાકડો ભરે તેણે કાંઇ મુખ તાઢું થાય! અને કાંઇ સુગંધ આવે નહીં! હે વ્રજરાજ, લાલચ કરવીજ કારણ કે આકળ ચાટીએ તો તથી કાંઇ તૃશ્યા ટલે ૨૦

अथ सन्यासीनीको बचन श्री स्वामीनिजीसौं.

**કવિત**—ન છુટહે છુડાયે જપ કરીહે ઘો કસી તપ કેસોદાસ અન બ્યાસ પ્યાસ ભુખ ભાગીહે; ભેલી ભુલી જાયગો જુડાયગે ને સીત ચેતી કછુ સોહયગો રૈન દિન જાગીહે; તા તે તેની પતિ દુતિ સી રીતે સહસ ગતિ ઉપજ પરેગી ઓ એસી એક આગી લગીહે; આડી સો એંડાઇ જીન અંચલ ઉડાયો આલી આડી તીહોં કાન્હજી જુ ડીઠી લાગીહે. ૨૧

અર્થ—એક સમે સંન્યાસીની તે રાધાજીને કેહેછે. હે સખી તમે ઘણી મર ડામરડ ન કરો. નીચું જોઇને ચાલો પણ હું ભોળા ભાવથીને કહુંછું કે જો કોઇની દ્રષ્ટી લાગશે તો ઘણાં દુખી થાશો તે એવી રીત કે દ્રષ્ટી લાગશે તો કોઇની છોડાવી છુટશે નહીં તો શું કરશ્યો? કેસવ કેહેછે કે અનાયાસે કેહેતાં સેહેજે ભુખ તરસ ટળી જાશે, રામ તો વીસરી જશે ને દીલમાં ચેન તે કાંઇ નહી રેહે. કાંઇ દીઠું ગમશે નહી ને દિન રાત જાગશો પણ ઊંઘ આવશે નહીં. આંખ્યે કાંઇ તાતી વસ્તુ આવશે તે થકી બ ભણી તપ્ત થશે અને ટાઢક થકી હજાર ગણી હઇયાને વિશે એવી આગ આવી પડશે. ૨૧

अथ सन्यासिनीजीको बचन श्री श्रीजीसौं.

કવિત—સીતલહું સીતલ તીહારી નવ સતી વહ તુંસે ન તજતી લતા કોઉ રતા પગેહું; આપનો જયોં હીરાસોં પરાયે હાય વ્રજનાથ દેકે તો અગાથ સાથ મેંન એ સો મુંન લહું; ઓતા પર કેસોરાઇ તુંમે ન પ્રવાહ વાહી વહ જકી લાગી ભાગી ભુખ સુખ ભુલી દેહું; મીઠો મુહ છોડી છીન ઝલની છબીલ લાલ એસીતો ગવારનીસોં પુ મહણી નીવાહેનેહુ. ૨૨

અર્થ—એક સમાને વિશે સંન્યાસીની શ્રીકૃષ્ણજીને કેહેછે કે હે મહારાજ તમારા સીતલ હૃદયને વિશે તે નાયકા વસતી નથી અને તમને તો તિલ માત્ર પણ હૈયામાંથી મુકતી નથી. તેનું હેતુ કેવું છે તો તાપનું ધરછે, તમે હીરા જેવા તે તે

કઠણ હૃદય ઉપર વ્રજનાથ હાથ ધો છો અને તેનું મન મીણ સરીખું કોમલ તે જ્યો છો એટલા ઉપર તમને તો કાંઇ પરેવા નથી તેને તો એવી જક લાગીછે તેણે કરીને તેની ભુખ ભાગી ગઇ. ઘરનું સુખ વીસરી ગયું. અને મોઢાની મીઠાસ છોડી છળ કરો છો તે છાંડો દો. હે છબીલા લાલ તે માટે એહેવી ગ્વાલી સાથે પડો ૨૨

अथ पटइनको वचन श्री राधाजीसौं.

**सवैयो**—યાહોકો મેરી ગુસાંઇનમાં પહીલેં મીલઇ વતીયાં છલી છેલોં; યાતે ગી લૈ અખીયાં મીલઇ સખીયાં ન કીયાં બીન પારી ઇ કેલોં; આંખી મીલ મન લાગી રેહે પ્રભુ લેહું મીલે બગેહે હમ ગેલોં; મીલે મનું માઇ કહા કરીહું સુહુણીક મીલે તા ઇઠીયો મન મેલોં ૨૩ અર્થ—એક સમે પટુવાની જે સ્ત્રી છે તે રાધાજી પ્ર ત્યે કહેછે. હે સખી મેં તને ગુસાંઇ જે પ્રભુજી તેને તને પેહેલી વાતે મળવી એટલે વાતો કરી દેખાડી. છેલપણાની વાતો મળ્યા પછે દ્રષ્ટે મળી તે અમને પણ કહ્યું નહીં અને આંખ્યો મળ્યા પછે મન પણ ત્યાં લાગી રહ્યું તેથી અમને વીસાર્યાં પણ તે મળે શું થાય, જો મોઢામોઢ મળો તો સાચું કહેવાય. ૨૩

अथ पटइनको वचन श्रीजीसौं.

**सवैयो**—મૃગનેની જ્યોં ઓર નીહી જુ લગાવતીહે મુખ એેસો નહુજે; સો નઇ સુ સુની પીતર હોઇ તો કેસવ કેસેંહું હાથ ન દુજે; આપુ ગિરા ગુન સીખવે તઊ કાકુન કોકીલ જ્યો કલ કુંજે; સુંદર સ્યામ વિરામ કરોં કછુ આંબકી સા ધન આંબલિ પુંજે. ૨૪ અર્થ—એક સમાને વિષે પટવી જે છે તે શ્રીકૃષ્ણ પ્રત્યે કહેછે કે હે મહારાજ આ પેલી મૃગનેણી જે રાધાજી તેની પઠે બીજી સ્ત્રીયોને મોઢે ચઢાવોછો તો તે કાંઇ સારૂ નહીં અને હે કેસવરાય પીતલ જો સુવર્ણ સોના સરીખું ઝગતું હોય તોપણ હાથે અડીએ નહીં અને મહારાજ ગીરા જે સરસ્વતિ પોતે આપો આપ પાંજરામાં ઘાલીને કોઇ કાગડાને પડાવે તોપણ કાગડો હોય તે કાંઇ કોયલની પેઠે મનોહર બોલે નહી તે માટે હે સુંદર શ્યામ તમે હવે ઠામ કરો, ને બાબ્બો કાંઇ આંબાની સાદર તે કાંઇ આંબલી બાધે પુંગે નહી. ૨૪

**दुहो**—વચન શ્રવન મુખ વચન કરિ કહે સખીનકે મર્મ, કેસવ કહે કછુંબ આપ, તિનકે કોવિદ કર્મ ૨૫ અર્થ—વચન શ્રવણ પ્રત્યે મોઢે કરીને જે કોઇ

